




# માંગલિક ગીતાવલિ

## ભાગ ૧ લો.

### ૧ અડદા પર્વત.

જીરે આજ મેં તો ચોળા પર્વત નોતર્યા રે,
ચોળા તમે છો મારે વડીઓ મેલવા જોગ;
મારે સજન મેળાવે સો મળે રે.
જીરે આજ મેં તો અડદા પર્વત નોતર્યા રે,
અડદા તમે છો મારે પાપડ વણવા જોગ;
મારે સજન મેળાવે સો મળે ૨

જીરે આજ મેં તો મગડા પર્વત નોતર્યા રે,
મગડા તમે છો મારે પીઠી ચોળવા જોગ;
મારે સજન મેળાવે સૌ મળે રે. ૩

જીરે આજ મેં તો ઘડિંડા પર્વત નોતર્યા રે,
ઘડિંડા તમે છો મારે પકવાન પાડવા જોગ;
મારે સજન મેળાવે સા મળે રે. ૪

જીરે આજ મે તો કઇબા બેની નોતર્યા રે,
બેની તમે છો મારે સજન મેળાવા જોગ;
મારે સજન મેગાવે સા મળે રે. ૫

જીરે આજ મેં તો કીયા ભાઈ લગને નોતર્યાં રે,
ભાઇ તમે છો મારા લગન માહલવા જોગ;
મારે સજન મેળાવે સૌ મળે રે. ૬

---

## ૨ ગણેશનું ગીત.

ગણેશ પાટ બેસારીએ ભલાં નીપજે પકવાન
સગાં સંબંધી તેડીએ જો પૂજ્યા હોય મોરાર. ૧

દુઝણે નવલખ જોટડી બાંધી ઘરને બાહર,
છાશ પીએ છોરૂ વાછરૂ જો પૂજ્યા હોય મોરાર. ૨

[illegible] પોળી ઘૃત ગોળીએ પીરસે તે મોરી માય,
[illegible]ખવો જો પૂજ્યા હોય મોરાર. ૩

આંબા પોળી રસ ઘોળીએ પીરસે તે ઘરની નાર,
હેગો બેસારીએ બેટડા જો પૂજ્યા હોય મોરાર. ૪
જેને તે પેટ સાત દીકરા તેનો તે ધન્ય અવતાર,
સાત વહુવર પાયે પડે જો પૂજ્યા હોય મોરાર. ૫
જેને તે પેટ એક દીકરી તેનો તે ધન્ય અવતાર,
સાંચ્યાં મુંચ્યાં ધન વાવરે જો પૂજ્યા હોય મોરાર. ૬

---

## ૩ પ્હેલો કાગળ.

પ્હેલો કાગળ પ્હેલો કાગળ, કાશીમાં મોકલોરે,
કાશી મધ્ય કાશી મધ્ય, વિશ્વનાથને નોતરાંરે.
આપણે ઘેર, આપણે ઘેર, લાડકડીનો વિવા,
એમની વરઘોમાં વ્હેલા પધારજોરે. ૧
બીજો કાગળ બીજો કાગળ, દવારકામાં મોકલોરે,
દવારકાં મધ્ય દવારકાં મધ્ય, ત્રિકમજીને નોતરાંરે,
આપણે ઘેર, આપણે ઘેર, લાડકડીનો વિવા,
એમની વરઘોમાં વ્હેલા પધારજોરે. ૨
ત્રીજો કાગળ ત્રીજો કાગળ, રેવાજીમાં મોકલોરે,
રેવા મધ્ય રેવા મધ્ય, કુબેરરાયને નોતરાંરે.
આપણે ઘેર આપણે ઘેર, લાડકડીનો વિવા,
એમની વરઘોમાં વ્હેલા પધારજોરે. ૩
ચોથો કાગળ ચોથો કાગળ, રણછોડરાયને મોકલોરે,

ડાકોર મધ્ય ડાકોર મધ્ય રણછોડરાયને નોતરોરે.
આપણે ઘેર આપણે ઘેર, લાડકડીનો વિવાહ,
એમની વરઘોમાં વ્હેલા પધારજોરે. ૪

## ૪ ભમરા.

ભમરા પેહેલો વધાવો મ્હારે આવીઓ,
મેં તો મોકલ્યો મારા દાદાને દરબારરે.
વાડીના ભમરા, દ્રાક્ષ મીઠીરે ચાંપાનેરની. ૧
મારે દાદે તે હરખે વધાવીઓ, માતા ધરજો પાલવડા-
ના ખેડારે—વાડીના૦ ૨
ભમરા બીજો વધાવો મારે આવીઓ,
મેં તો મોકલ્યો મ્હારા વીરાને દરબારે-વાડીના૦ ૩
મ્હારે વીરે તે હરખે વધાવીઓ,
ભાભી ધરજો પાલવડાના ખેડારે-વાડીના૦ ૪

## ૫ માલણ.

માલણ શું'થી લાવ ગુણીયલ ગજરો,
તારા ગજરાનો આપીશ મજરો. માલણ ૧
તારા ગજરાનું' આપીશ મુલ,
માંહી ગુંથજે ગુલાબનું ફુલ,
જે તું કહીશ તે કરશું કબુલ. માલણ ૨

જેવી તારી હોય ચતુરાઇ,
તેવી કરજે તેની સરસાઇ,
કાંઈ બાકી ન રાખીશ બાઇ. માલણુ ૩

એવી કરજે કારીગરી એમાં,
જુક્તિ હોય જોવા જેવી જેમાં,
મોહ પામે મુનિવર તેમાં. માલણુ ૪

વર લાડકડાને રે કાજે,
એવો ગુંથજે ગજરો તું આજે,
જેવો છત્રપતીને રે છાજે. માલણુ ૫

એમાં જુક્તિ જોવા જોગ જાણી,
જુએ અંગમાં ઉમંગ આણી,
રીઝે રાજા અને વળી રાણી. માલણુ ૬

તને આપીશ હીરાનો હાર,
વળી સોળ સારા સણુગાર,
ઉપર હેમની મોહોર હજાર. માલણુ ૭

કવિતાની કીંમત ઉર આણે,
એજ ગજરાનું મૂલ પ્રમાણે,
દાખે દલપત્ત બીજા શું જાણે. માલણુ ૮



## ૬ ગુજરાતની માલણ.

ગુજરાતની માલણ આવીરે, સવાલાખની વાડી રોપાવીરે,
રોપો રોપો માલણ અમે લઇશું રે, લાડકડાના ખુંપ ભરીશું રે,
એમને ખુંપે છે ઝાઝા આકારે, મોહી રહ્યારે લાડકડાના દાદારે,
એમના દાદાને સૌ કોઇ જાણેરે, રાજા રાયમલજી વખાણેરે,
રાજા રાયમલે આપ્યો ઘોડોરે, એમની માતાનો વાંકો અંબો-
ડોરે-ગુજરાત૦



## ૭ માંડવો.

મારો માંડવો મોગરે છાયો ને નેત્ર ઓછાડીયોરે,
મારે માંડવે કેળનો સ્તંભ આ શો માંડવોરે.
મારે માંડવે કોણ કોણ આવ્યું ને,
કોણ કોણ આવશે રે.
હું તો જોઉં ક્રીયાં દેવીની વાટ કે,
એમને આવ્યે રંગ રેહેશે રે—
મારે માંડવે રામભાઇ આવ્યાને,
સીતાદેવી આવશેરે.
હું તો જોઉં શાંતા દેવીની વાટ કે,
એમને આવ્યે રંગ રેહેશેરે.



## ૮ રૂકમણીનો પત્ર.

શ્રી ભાગવત દશમ સ્કંધ મધ્યે ત્રેપનમા અધ્યાય વિષેરે,
શુકજી કહે સુણો રાય રૂકમણીજીનું, હરણ કર્યું દ્વારીકાંધિશેરે. ૧
દમઘોષનો સુત શિશુપાળ રાજા, કુળવંત છે જગનામનારે;
તેની સંગે મારી બેન પરણાવું, સમરથ કો સમે કામનારે. ૨
એમ કહીને તુર્ત ઉઠયો રૂકમૈયો, વેગે કહાવ્યું શીશુપાળને રે,
લગન ઉપર જાન લઇ વહેલા આવે, લાવે સંગે બહુ ભૂપાળનેરે.૩
સુણી એમ સનમના થઇ સઉ ઉઠયા, ઉદ્યમ માંડયા વિવા તણારે,
સુણી રૂકમણીજીને તો ઝેર લાગ્યું, ઉર પરિતાપ થયો ઘણોરે.૪
નારદે કહ્યું પણ સઉ ગુણ પુરણ, એક શ્રીકૃષ્ણ નિશ્ચે કરીરે,
એમ સુણીને દેહ આત્મા પોતાનો, મન થકી આપ્યો શ્રીહરિરે.૫
અનન્તભાવે નિદ્રા ન આવે, કેહેવાય ના દુઃખ કોઇને રે;
નાથ સંભારેને નિશ્વાસ મુકે, રાત દિવસ કાઢે રોઇને રે. ૬
દુષ્ટ આવ્યો સુણીને કુંવરીજીને, તાલાવેલી લાગી તનમાં રે,
ક્યમ કરૂં કોની સંગે હું કહાવું, ધારે વિચારે છે મનમાં રે. ૭
એવામાં એક આશ્રિત દ્વિજ ઘરનો, આવ્યો દેખી ધાર્યું ચિત્તમાંરે,
સ્નાન કરીને તેડયાં સુકુમારી, આવો ગુરૂજી એકાંતમાં રે. ૮
તેડી બેસાડીને કર્યો મનસુબો, પત્ર લખીને એક આપીઓ રે;
દ્વારામતી પત્ર જઇને આપો, કેહેજો દુઃખ જે એવું વ્યાપીયું રે.૯
ત્રણ દિવસમાં છે લગ્ન તે કહેજો, વ્હેલા વળજો પેખું પંથનેરે,
અંબિકા પૂજી પાછી વળું ત્યાંથી, મુજને હરે કેહેજો કંથને રે.૧૦

વાંચે છે વિપ્રે શ્યામ ઘરે અવલી, પ્રથમ લખ્યું એમ પ્રેમદારે,
"સ્વસ્તિ શ્રી દ્વારીકાં નગ્રી નાયક, રાજરાજેશ્વરી છો સદા રે.૧૧
ત્રિભોવન નાથ અનાથ બિંદુ, સમ્રથ ચતુર ચિંતામણી રે,
કુંદનપુરથી લખિતંગ મપદા, પંકજ કિંકરી રૂકમણી રે. ૧૨
પ્રાણપતી અભિવંદન તેના, અગણિત સેવામાં લાવજો રે;
જત અત્ર રાખી છે તેમ રહી છું, કુશળસહિત વેહેલા આવજોરે.૧૩
અપરંચ એજ લખ્યા કારણ છે, સો ગુણનિધિ સુણ્યા હરિ રે,
તે થકી ચિત મારૂં તમમાં લોભાણું, મન થકી હું તમને વરીરે.૧૪
આપ કેહેશો કુળવંત કન્યાને, ના ઘટે કહેવું સામું કંથને રે;
તે પણ સત્ય લૌકિકની રીતે, પણ ના હોય તમ પંથને રે. ૧૫
હું તો તમારી સદા છું વિચારો, તે માટે મન તેમાં ઠરે રે,
પણ કીર્તિ સુણી વિશ્વમાં વનીતા, કોણ એવી જે તમને ના વરેરે.૧૬
માટે સો વાતની એકજ કહું છું, આવે સમે રખે ચુકતા રે;
ત્રણ દિવસમાં છે લગ્ન પારવતીજી પૂજું ત્યાંથી રખે મૂકતા રે. ૧૭
તેડ્યો રૂકમૈયાનો શિશુપાળ આવ્યો, બીજા સૌને તમે ભાવતા રે;
એ છે સિંહનો ભાગ શિયાળ ના પામે, જોજો આળસ ઉર લાવતારે.૧૮
આળસ કરશો જો જીવન મ્હારા, તો મ્હારા પ્રાણ નિશ્ચે જાશે રે;
જન્મોજન્મ તમને નહીં ભૂલું, જ્યારે મળશો સુખ ત્યાં થશે રે.૧૯

---

## ૯ લાકડી.

લાકડી ચઢીરે કમાડ સુંદીર વરને નીરખવારે;
ડોકરી એ વર ક્યાં તેં જોયો એ દીલ તાહરાં કેશ ધર્યાં રે,

દાદાજી ભણ્યુતેલો જોયો મે જોઈ મારાં દીલ વસ્યાં રે,
દીકરી એ વરમાં ના રૂપ શાથી તમ દીલ વસ્યાં રે ?
દાદાજી ગુણ ભરપુર તેથી મમ દીલવસ્યાં રે,
દીકરી શું મોહીને અને એ વર છે વરણાગીયો રે;
દાદાજી વિદ્યામાં પૂર્ણ વર છે એ વરણાગીયો રે.

---

## ૧૦ સમજુ બાળકી.

સમજુ બાળકી જાય સાસરે,
વચન માતીનું ધ્યાનમાં ધરે;
સ્વસુર પક્ષમાં લાજથી રહી,
કસુર કામમાં કીજીએ નહી.
વચનથી વધે વેરનો ઘણા,
વચનથી વધે હેતુ આપણા;
વિષ રહ્યું સુખે મુખમાં સુધા,
વચન મીઠડાં બોલજે સદા.
સરવ સાથ તું ચાલજે મળી,
ગરવ ટાળીને જો ગઇ ગળી;
સરસ સંપ તો સાધશે વળી,
દુઃખ રૂપી નહીં દેખશે કળી.
પરઘરે બહુ બેસવું નહીં,
ઘર તણી કથા કેહેવી ના કહિ;

કુથલી પારકી જે કહી મુખ,
દુશ્મનો થશે દાઝશો દુઃખ.
દીયેર જેઠસું થોડું બોલવું;
અદબમાં રહી રોજ ચાલવું,

## ૧૧ ભોળા ઘી પી.

ભોળા ઘીપી ઘીપી ઘીપીજી રે,
અમે ગાર કુંમકુંમની લીપીજી,
તારે ઘેર નથી ગાયોનું ટોળુંજી રે,
ઘરમાં મૂકયો ભભુતનો ગોળોજી. ભોળા. ૧
તારે દુધ દહીંની છે સેવાજી રે,
મનગમતા આરોગો મેવાજી;
જીરે તું પુરે છે આશ પીઆરીજી રે,
તુંતો હવે થયો ઘરબારીજી. ભોળા. ૨
જીરે તુંતો ટાઢા ટુકડા ખાતોજી રે,
રાખ ચોળી થયો છે રાતોજી;
હરદાસનું દુઃખ ન કરજોજી,
મારા જનમ મરણ દુઃખ હરજો જી. ભોળા. ૩

## ૧૨ વીરા.

વીરા ચાંદલીઓ ઉગેયોને હરણ્યો આથમી રે,
વીરા ક્યાં સુધી જોઉં તમારી વાટકે;

ગૃહશાંતિ વેળા વહી જશે રે.
એની માળીડાને હાટે ઘોડા હઠે ભર્યો રે,
મંજરા વસાવતાં લાગી વાટ કે,
એની ગૃહશાંતિ વેળા હવે થશે રે.

---

## ૧૩ શીવવિવાહ.

પ્રથમ સમરૂં સરસ્વતિ માય
જેથી કામ સકળ શુભ થાય;
સિદ્ધિના સ્વામીજી બુદ્ધિ આપજો રે. ૧
પ્રથમ કહું છું કર જોડી,
મારામાં બુદ્ધિ છે થોડી,
પ્રીતે કરીને પૂજીયે શ્રી મહાદેવને રે. ૨
એ સર્વેની કૃપા થાય,
તારે તો દુઃખ મારાં જાય,
સકળ મનોરથ સેજે પુરા થયા રે. ૩
એક સમાની કહું છું વાત;
દેહ મુક્યો ઉમીયા માત,
મીનાને મંદિર પારવતી પ્રગટીયાં રે. ૪
પારવતી શીવ વરવા કાજ,
મીનાને કહ્યું મુકી લાજ;
તપ કરી પરણું પ્રીતે શીવ મહાદેવને રે. ૫

પાંચ વરસના થયાં જ્યારે,
આ વનમાં ગયાં ત્યારે;
તપ કરી પરણું શ્રી મહાદેવને રે. ૬
એમ કરી આ વનમાં ગયાં,
જય વિજયા બે સાથે રહ્યાં;
આસન વાળી ધ્યાન ધર્યું પરિબ્રહ્મનું રે. ૭
શીવનું ધ્યાન રૂદેમાં ધરતાં,
નિદ્રા જળ ભોજન નથી કરતાં;
પંચાગ્નિ સાધ્યા છે શીવને કારણે રે, ૮
પાંચ અક્ષર જપ મુખથી બોલે,
તેથી તો ત્રિલોક જ ડોલે
પુરણ તપ જોઇ શીવ પધારીયાં રે, ૯
નવતમ રૂપ ધર્યું બ્રહ્મચારી,
ગંગા તટ આવ્યા ત્રિપુરારી;
પારવતીની પાસે શીવ પધારીયા રે. ૧૦
સામું જોઇ શંકર એમ કેહે છે,
આ વનમાં કોઇ અબળા રેહે છે.
શા કારણ તું કાયા કષ્ટે કામની રે, ૧૧
પારવતી કેહે શંકર સંગે;
પરણીને રેહેવું અરધાંગે
તે કારણ જાણું મારી દેહને રે ૧૨

એમ કહી પારવતી જાય
મહાદેવને મન ચીંતા થાય
મુજ માટે પાડે છે એની દેહને રે ૧૩
કપટ કર્યું છે ભોળાનાથે
બોલે છે પારવતી સાથે
જે માગો તે હેતે કરીને આપીએ રે ૧૪
માગ્ય માગ્ય તું મારી પાસ
જે માગું તે પુરૂં આશ
મારૂં મન મોહ્યું તુજ પર માનુની રે ૧૫
ધન્ય ધન્ય કહે છે સુલપાણી
અસ્તુ કહી શીવ બોલ્યા વાણી.
તેં માગ્યો તે વર હું તુજને આપશું રે. ૧૬
એમ કહી શીવ કૈલાસે જાય,
ગીરજાએ પુજ્યા શીવરાય;
માતાને મંદિર પારવતી પ્રગટીયાં રે. ૧૭
શીવજીએ વિચારી પેર,
સપ્તરૂષિ તેડાવ્યા ઘેર,
અનિરૂધની સંઆથે મુનિવર આવીયા રે. ૧૮
મીનાને કહી માંડી વાત
સમજાવો હીમાચળ તાત
શીવ સાથ સંપુરણ વિવાહ કીજીએ રે. ૧૯

મુનીવર કે શીવ વરવા કાજ,
વિવાહ ક્રિયા કરવા કાજ
એમ મીનાને સમજાવી વિવાહ આદર્યો રે. ૨૦

લગ્ન લીધાં છે કુમ કુમ ઘોળી,
પારવતીને પીઠી ચોળી
વિવાહ વચ્ચે ત્રણ દિવસના આંતરા રે. ૨૧

સતી પ્રત્યે મુનિવર આવ્યા
હરખે નારદને બોલાવ્યા.
ધ્યાન કરંતા નારદજી ત્યાં આવીયા રે. ૨૨

નારદજી ત્યાં આવ્યા ચાલી
સાથે બ્રહ્માને બોલાવી.
ઈંદ્રાદિક કૃષ્ણાદિક સર્વ આવીયા રે. ૨૩

એ સરવેને લાવ્યા તેડી,
નગારે વાગી છે ગેડી
શીવશંકર ભોળાનાથ ચાલ્યા પરણવા રે ૨૪

આવી સતી પ્રસ્ટે જાન પધારી
જોવા મલી નગરની નારી
શીવજીને જોવા ત્યાં મીના આવીયાં રે. ૨૫

અદભુત રૂપ ધર્યું અવિનાશી
જોતાં મીના ગયા નાસી
મુર્છા આવી બોલાવ્યાં બોલે નહી રે. ૨૬

મુર્છા વળી ઘડી બે જ્યારે
મીના તો ત્યાં બોલ્યાં ત્યારે
પંડ પડે પણ એ વરને પોંખું નહી રે ૨૭
પારવતી ત્યાં મુખથી બોલે
કૈલાસમાં નથી શીવજી તોલે
પુત્રી કહે એવો વર મીને કો નથી રે ૨૮
હીમાચળ તો બધું સમજે છે
મીના તો મનમાં નથી લેતાં
કપટ કરી કૃષ્ણે સમજાવ્યાં સુંદરી રે. ૨૯
માસે તો મીનાએ માન્યાં
ધોળ મંગળ નારીએ ગાયાં
પ્રિતે પોખ્યા છે પરિબ્રહ્મને રે ૩૦
મંડપમાં પધરાવ્યાં પ્રિતે
કન્યાદાન દીધાં એ રીતે
બ્રહ્માએ ત્યાં ફેરા ફેરવ્યા રે ૩૧
પારવતી ને સોળ સણગાર
જે જોઇયે તેવા તયાર
રથ ઘોડા પાલખી શીવને આપીયા રે ૩૨
મીના તો કહે છે શીરનામી,
મેં નવ ઓળખ્યા અંતરયામી
શીવદાસના સ્વામીજી વહેલા આવજો રે. ૩૩



## ૧૪ દમયંતી સ્વયંવર.

ભીમકકુમારી જે છે દમયંતી
ખંતી સ્વયંવરવંતી રે. રાયે મંડપ રચીયો
તાતની પાસે જઇને વિચાર્યું
ચિત્ત સ્વયંવર ધાર્યું રે રાયે૦
તાત વિદેશના ભૂપ તેડાવો
નગર પડો વજડાવો રે. રાયે૦
પુત્રીએ પ્રિતે વિનતી ઉચારી
વાત તે મનમાં ધારી રે. રાયે૦
આવ્યા વિદેશથી ભૂપ ઘણેરા
આવીને દીધા છે ડેરા રે રાયે૦
ઇંદ્રને ચંદ્ર કુબેર જ આવ્યા
ભીમકને મન ભાવ્યા રે રાયે૦
અગ્નિ ને યમ નીજ પુરથી આવ્યા;
વેમાનના રથ લાવ્યા રે રાયે૦
નૈષધ દેશથી નળરાય આવ્યા
સુવર્ણ પુષ્પે વધાવ્યા રે. રાયે૦
રૂતુપર્ણ રાજા રથે ચડી આવ્યો
સૈન્યા સકળ શુભ લાવ્યો રે. રાયે૦
રાજ ગુરુએ મુહુર્ત નીરધારી
કીધી સકળ તૈયારી રે. રાયે૦

રાજસભા શણગાર સજાવી
કુળ દીપકથી દિવાળી રે રાયે૦
કુળ વિધિ થકી આસન આપ્યાં
તે પર સૌનાં નામ છપાવ્યાં રે રાયે૦
પ્રતિહાર છડી ધરી કેહેતો
સો નૃપનાં નામ લેતો રે. રાયે૦
ભીમક કુમારીએ સજ્યા શણગાર
હાથ ગ્રહી વરમાળ રે રાયે૦
રૂમઝુમ પાયમાં નેપુર વાગે
રૂપ થકી શશી લાજે રે રાયે૦
ધીમે ધીમે સા ભુપ નીરખતી
ઉર ઘણું હરખાતી રે રાયે૦
આવી ઉભી નળરાય જ્યાં નિરખ્યાં
પ્રેમે પરસ્પર પરખ્યાં રે રાયે૦
એવે દીઠું એક અચરજ એવું;
આગળ જોયા ના જેવું રે રાયે૦
નજર થકી નળ પાંચ જણાયા
વરમાળ વરવાને ધાયા રે રાયે૦
ભીમક કુમારી પડી ઝંખવાણી
નેત્રે ભરાયું છે પાણી રે રાયે૦
દ્રષ્ટિ કરે પ્રિયા દાસની સામે
પૂછ્યાં ભુપનાં નામ રે રાયે૦

પંચ નળ થઈ નામ સા હેતા
હું નળ હું નળ કેહેતા રે શચે૦
ભીમક સુતા ત્યાંથી પાછી ફરી
તાત ભીમકને મળી રે શચે૦
સકળ વૃતાંત કહ્યું તાંતની પા
કુંવરી ભરી છે ઉહાસે રે શચે૦
કહે કુંવરી કોઇ ભુપને ભાળી
પછી નૃપે તેને ખાળી રે શચે૦
પૂજ્ય પિતાજી કહું શીશ નામી
આવી પડી એક ખામી રે શચે૦
નૈષધ ભૂપતિ પાંચ જણાયા
વરમાળ વરવાને ધાયા રે શચે૦
વરવાને ખટપટ ખુબ મચાવી
મુજ મનમાં નહી ફાવી રે શચે૦
પૂજ્ય પિતા તમે ચાલોને સાથે
દેખાડોને નૈષધ નાથ રે શચે૦
આવી ઉભાં નળ પાંચ હતા જ્યાં,
જોયાં વળી રૂપ બીજાં રે. શચે૦
વાંદરા રીંછ ને જોઇ બિલાડી,
સ્વાન મુખો છે અગાડી રે શચે૦
અગ્નિએ ઇંદ્રને રીંછ બનાવ્યો,
ઇંદ્રે અગ્નિજીને આપ્યા રે શચે૦

ઇંદ્રે હુતાશન વાંદર કીધો,
યમને વરૂણે શાપ દીધારે રાયે૦
વરૂણ આવીને ઉભા અગાડી,
યમરાયે કીધી બિલાડી રે રાયે૦
એ સઉ રૂપ જુએ દમયંતી,
વિચાર મનમાં ભમયંતીરે રાયે૦
પિતા પુત્રી બંને પ્રભુને સ્તવે છે,
દ્રષ્ટીએ ઉંચું જુવે છે રે રાયે૦
ખુબ હસી હસી તાતને પૂછે,
કૌતક તાત આ શું છે રે. રાયે૦
રાય ભીમકજી હસી હસી બોલ્યા,
શું દિગપાળ જ ડોલ્યારે રાયે૦
આકાશે વેમાન ચાર જણાયાં,
તાતે પુત્રીને ગણાવ્યાં રે રાયે૦
ચારે દેવો તણી દેવીઓ આવી,
નારદે યુક્તિ લડાવી રે રાયે૦
દેવી કહે મુનિ આ શું કરે છે,
દેવ શું બીજી વરે છે રે રાયે૦
દેવ દેવીની નજર થઇ એક,
છુટયા છે દેવના ટેક રે રાયે૦
શાપ પરસ્પર ફોક જ કીધા,
રૂપ ધરી મૂળ લીધાં રે રાયે૦

નૈષધ ભુપ રહ્યા તવ એક,
ધરી પ્રભુજીની ટેક રે   રાયે૦
ભેરી મરદંગને વાગે છે તાલ,
આરોપી ત્યાં વરમાળ રે   રાયે૦
માળા પુષ્પની અશ્વનો મંત્ર,
ઇન્દ્રે આપ્યો છે સ્વતંત્ર રે   રાયે૦
અગ્નિ દેવે કહ્યું તું નહી દાઝે,
પ્રગટ થાઉં જ્યાં તું માગે રે.   રાયે૦
જે ચિન્તવન તુંજ નામનું કરશે,
વૈકુંઠમાં જઇ ઠરશે રે.   રાયે૦
વરૂણ કહે સાંભળો નળરાય,
જ્યાં સમરણ કરાય રે   રાયે૦
ત્યાં પ્રગટું ને બીજો વર મુકું;
કાષ્ટ સુકું થાય લીલું રે   રાયે૦
ભીમક સુતાને દીધો કર માથે,
અમૃત આવે જો હાથે રે   રાયે૦
ભીમક સુતાનો સ્વયંવર જે ગાશે,
વાસો વૈકુંઠમાં થાશે રે   રાયે૦
દમયંતીનું સુખ સંપૂર્ણ મળશે,
શુદ્ધ બુદ્ધ આશા ફળશે રે.   રાયે૦



## ૧૫ સીતાસ્વયંવર.

સીતા સ્વયંવર રચીયો રે રાયે મંડપ રચીયો,
મોટી મનોહર મંડપશાળા;
હીમના સ્તંભ નીરાળા રે, રાયે મંડપ રચીયો. ૧
કંચન મંડપ અનુપમ હાળ્યા,
પધરાવી ભૂપની બાળા રે, રાયે મંડપ રચીયો. ૨
જનક પાસે ઉભાં જાનકી આવી;
ધનુષ્યને પુષ્પે વધાવી રે, રાયે મંડપ રચીયો. ૩
ધનુષ્ય પુજન કીધું રે ભૂપાળે,
ચંદન પુષ્પ ને હારે રે, રાયે મંડપ રચીયો. ૪
ઢોલ શરણાઇ ને દુદુંભી વાગે;
શોર ગગન લગી ગાજે રે, રાયે મંડપ રચીયો. ૫
રઘુપતી આગળ ભૂપતિ બળીયા;
ચંદ્ર આગળ જેમ તારા રે, રાયે મંડપ રચીયો. ૬
જે કોઇ શીવજીનું ધનુષ્ય ચડાવે;
જાનકીકંથ કહેવાય રે, રાયે મંડપ રચીયો. ૭
તેડાવ્યા ભૂપ સકળ દેશ કેરા,
આવીને દીધા છે ડેરા રે, રાયે મંડપ રચીયો. ૮
વાસુકી આવ્યા અનુપમ વેશે;
ન ચઢયું ધનુષ્ય જોને શેશે રે, રાયે મંડપ રચીયો. ૯
ઇન્દ્ર આવ્યા નળ ઇન્દ્રને રૂપે;
ન ચઢયું ધનુષ્ય સુર ભૂપે રે, રાયે મંડપ રચીયો. ૧૦

દશ દિગ્પાળનો લાગ ન લાગ્યો;
સર્વ તણો ગર્વ ભાગ્યો રે, રાયે મંડપ રચીયો. ૧૧
લંકા થકી રાજા રાવણ આવ્યો;
મનમાં ઘણો હરખાયો રે, રાયે મંડપ રચીયો. ૧૨
કહે રે જનક ત્હારે શું પડયું કામ;
તેનું તે દે મુજને નામ રે, રાયે મંડપ રચીયો. ૧૩
જે કોઇ શીવજીનું ધનુષ્ય ચઢાવે;
જાનકી કંથ કહાવે રે, રાયે મંડપ રચીયો. ૧૫
વાળી અરવટી ને બાંધી પરવટી;
મુગટ ને જોયા તપાસી રે, રાયે મંડપ રચીયો. ૧૬
જઇને રાયે પેલું ધનુષ્ય ઉપાડયું;
ઉપડયું કદિ નહિ કેમ રે, રાયે મંડપ રચીયો. ૧૭
લથડયું ધનુષ્ય ને મહીપતિ હશીયા;
મુગટ મુસ્તકથી ખશીયા રે, રાયે મંડપ રચીયા. ૧૮
ધનુષ્ય તળે વીસ ભુજ ભરાયા;
કાઢતાં કર કચરાયા રે, રાયે મંડપ રચીયો. ૧૯
ત્યારે જનકરાજા કહે છે વાણી,
ફરસુરામે પૃથ્વી નક્ષત્રિ કીધી,
વીર કળા હરી લીધી રે, રાયે મંડપ રચીયો. ૨૦
ત્યારે લક્ષ્મણજી બોલ્યા છે રે વાણી;
લોચન ક્રોધે ભરાણાં રે, રાયે મંડપ રચીયો. ૨૧
કહો તો બ્રહ્માંડને પાટુએ પાડું,

સાત સાગર કહો તો સામટા શોષું,
આભના તારા હું છેદું રે, રાયે મંડપ રચીયો. ૨૨
ત્યારે લક્ષ્મણને વાળ્યા રઘુનાથે;
આપણે આવ્યા ગુરુની સાથે રે; રાયે મંડપ રચીયો. ૨૩
કહ્યા વિના કશું કામ ન થાએ,
સેવા તણું ફળ જાય રે, રાયે મંડપ રચીયો. ૨૪
ત્યારે ગુરુજી બોલ્યા છે રે મુખથી,
ધનુષ ચઢાવોને સુખથી રે, રાયે મંડપ રચીયો. ૨૫
તમે ન આવે ધનુષ ન ભાગે;
રવિકુળમાં લાંછન લાગે રે, રાયે મંડપ રચીયો. ૨૬
ત્યારે ઉઠયા સુણી વચન કરણે;
ગુરુને લાગ્યા છે ચરણે રે, રાયે મંડપ રચાયો. ૨૭
હાથે બાજુબંધ હીરાની વીંટી;
ધનુષ સામી દ્રષ્ટી કીધી રે, રાયે મંડપ રચીયો. ૨૮
ના વાળી અટવટી ના બાંધી પરવટી,
ના જોયા મુગટ તપાસી રે, રાયે મંડપ રચીયો. ૨૯
જઇને ધનુષ ઉપાડયું મોરારી;
લાગ્યું કુસુમ સમુ ભારી રે, રાયે મંડપ રચીયો. ૩૦
ભાગ્યું ધનુષ્યને થયા ત્રણ કડકા;
સપ્ત પાતાળમાં ધુળ ઉડી,
શીવની સમાધી તુટી રે, રાયે મંડપ રચીયો. ૩૧
ભાગ્યું ધનુષ્ય ને થયો જયજયકાર,
આરોપી વરમાળ રે, રાયે મંડપ રચીયો. ૩૨

ભાગ્યું ધનુષ્ય ને થયો જયજયકાર;
આરોગ્યો કંસાર રે, રાયે મંડપ રચીયો. ૩૩
કોઈ કહે આપણે એવું કરીએ,
જાનકી કહપીને વરીએ રે, રાયે મંડપ રચીયો. ૩૪
કોઈ કહે આપણે એવું ન થાયે,
મારીને મહિ તળે ઘાલે રે, રાયે મંડપ રચીયો. ૩૪
કોઈએ શીખ માગી ના માગી;
કોઈએ જનકપુરી ત્યાગી રે, રાયે મંડપ રચીયો. ૩૫
સીતા સ્વયંવર જે કોઈ ગાશે;
મનવાંચ્છિત ફળ થાશે રે. રાયે મંડપ રચીયો. ૩૬

## ૧૬ જનકને માંડવે.

આવી છે જનકને માંડવેરે, રઘુવીરનીરે જાન;
સાજન મ્હાજન મહપતુંરે, ત્યાં તો છે માન.
શોભા મંડપની શી કહુંરે, કહેતાં આવે ન પાર;
દશ દિશે દિપક દીપતારે, હાંડી ઝુમર સાર.
ગાદીને તકીયા જરી તણારે, દિસે ઝાક ઝમાળ;
ગોરી ઘણી ગીત ગાય છે રે, સામ સામી રસાળ.
મંડપ મધ્યમાં માહારૂં રે, દેખી દીલ હરખાય;
બાજઠ કનકમણી તણારે, શોભે ત્યાં વરરાય.
દેશ સકળના ભુપતિરે, બેઠા મંડપમાંય;
ખંડ બીજે મરજાદથી રે, સોહે સુંદરી ત્યાંય.

સાજન માજન જ્ઞાતિયોરે, ગુરુજન કહેવાય;
આવીને બેઠા આસને રે, પછી પાન વહેંચાય.
જનક સુનયના બે મળીરે, બેઠા માહ્યરા માંય;
સોનાની ઝારી જળે ભરીરે, લાવ્યાં સુનયના ત્યાંય.
ગુરુ સતાનંદ સંગમાંરે, વિશ્વામિત્ર વસિષ્ટ;
ધરી પદ કંચન થાળમાંરે, સામા બેઠા છે ઇષ્ટ.
રેડે રાણી જળ ઝારીએરે, ધુવે વિદેહ રાય;
વરપદ લુછીને પછીરે, કુમ કુમ ચરચાય.
યજ્ઞોપવિત પહેરાવીનુરે, વેદ મંત્રથી સાર;
જનકે જામાત્રને પૂજીયારે, પછી સોડષ પ્રકાર.
લગ્ન સમે પધરાવીયોરે, ત્યાં તો કન્યાઓ ચાર;
સાવધાન સાવધાન બોલતારે, મળી વિપ્ર અપાર.
હસ્ત મેળાપ થયો તહીં રે, થાય વેદ ઉચ્ચાર;
સ્વસ્તિ વાચન વાડવ વદેરે, મુખે કરતા પોકાર.
ચારે કન્યા અર્પણ કરીરે એમ જનક ભુપાળ;
મંગળ તુરી વાગીયાંરે, જય જય તે કાળ.
હેમની ચોળી ચીતરીરે, આવ્યાં તેનીરે માંય;
વર કન્યા ફેરા ફરે રે, ત્યાં તો દાન અપાય.
હય ગજ રથને દાસીયોરે, દેતા જનકજી દાન;
હીરા માણેકને મોતીડાંરે, પામ્યા માંગણ માન.
વરને વધુ વળતાં જમેરે, કુળ રીતે કંસાર;
મુખ પખાળીને સાસુનોરે, પાલવ પકડે મોરાર.

વળતા જાનને પ્રેમથીરે, પૂજ્યાં ગોત્રજ માન;
ત્યાં થકી આવીને વંદીયારે, જ્યાં બેઠા તાત.
વંદ્યા ચરણ ગુરૂદેવના રે વંદ્યા જઇ નીજ માત,
અન્ય વડીલોને વંદતા રે એમ ચારે રે ભ્રાત.
હરખે સભાજન જોઇને રે વરકન્યાનું રૂપ;
પુત્ર જમાત્રને જોઇને રે, હરખે જનક જ ભુપ.
નગ્રનાં નરને નારીયો રે નીરખી હરખાય;
સુરીનર દુંદભી વાયછે રે વૃષ્ટિ પુષ્પની થાય.
રામ સીતા સોહાવીયાં રે ઉર્મીલાને શેષ.
સુતકીર્તિ શત્રુઘનસુ રે માલવી ભરત એશ.
ચાર કન્યા વર ચારસુ રે પરણ્યા સરખી રે જોડ,
જય જય જય જય થઇ રહ્યોરે પહોચ્યા જનકના કોડ.
એહ વિવાહ રઘુવર તણોરે ગાય નરને નાર;
પુન્ય કન્યાદાનનું થશે રે પામે ભવજળ પાર.
એહ વિવાહ સુણી ગાઇનેરે જે કો કરશેરે દાન,
નાથ કહે ફળ આ ભવેરે પરલોકમાં માન.

---

## ૧૭ બ્હેનની કંકોતરી.

કંકુછાંટી કંકોતરી મોકલે, કોડે કાહાને સુભદ્રા બેન;
વીરા વહેલા આવજો.
દેવ દુંદાળાને લાવજો, એ છે પારવતીના પુત્ર. વીરા૦

શ્રીકૃષ્ણ બળદેવ બે બંધવા, પવિત્ર પિતા વાસુદેવ. વીરા૦
પાંચ પાંડવવીરા તમ તણા,હરનીશ જપે તમારૂં નામ વીરા૦
જન્મજનતા દેવકી ને રોહણી, આવજો મળી તતખેવ વીરા૦
ભત્રીજા ભલા મન ભાવતા,તમ આવે થાશે સુખ ચેન;વીરા૦
સતભામાંનેરે જાંબુવંતી, રાણી રૂકમણી નાર વીરા૦
બીઠભંજન તમારી ભાભીઓ સોળ સહસ્ત્ર એકસોને આઠ;
વીરા૦
કુંથ જેઠ દિયરીઆને કોડ ઘણી, તમે ભવતારણ ભગવાન;
વીરા૦
સાથે જાદવ સઘળાને લાવજો,બીજી ઉત્તમ વરણ અનેક;વીરા૦
વેદ વાંચતા વીપ્રને લાવજો બીજો સર્વે કુટુંબ પરિવાર વી.
થોડુ લખ્યું ઘણું કરી વાંચજો, પ્રભુ નોધારાના આધાર વી.
પ્રતિ હ્રદિયે વે'લા પધારજો, શેષનાગ ન પામે પાર. વીરા૦

---

## ૧૮ રંનાદેવની આરતી.

પાને ફુલે ભરાવી છે છાબતો અગરચંદન ભર્યા ઓરડારે,
જગાડોરે વહુ નવી વહુના કંથ રાણી રાંદેલને કરે આરતીરે.
આરતી અવસરે હોયરે રંનાદેવ પ્હેલડા પોહોરની આરતીરે
પાન ફુલે ભરાવી છે છાબતો અગરચંદન ભર્યા ઓરડારે.
જગાડોરે વહુ નવી વહુના કંથ, રાણી રાંદેલ કરે આરતીરે,
આરતી અવસરે હોયરે રંનાદેવ બીજા પોહોરની આરતીરે
પાન ફુલે ભરાવી છે છાબ તો અગરચંદન ભર્યા ઓરડારે,

જગાડોરે વહુ નવી વહુના કંથ, રાણી રાંદેલને કરે આરતીરે,
આરતી અવસરે હોયરે રંનાદેવ ત્રીજા પહોરની આરતીરે,
પાન ફુલ ભરાવી છે છાબ તો અગરચંદનના ભર્યા ઓરડારે.
જગાડોરે વહુ નવી વહુના કંથ રાણી રાંદેલને કરે આરતીરે,
આરતી અવસરે હોયરે રંનાદેવ ચોથા પહોરની આરતીરે.

## ૧૯ રંનાદેવ.

ઘુંટણ સમાણું પાણીરે રંનાદેવ,
કરોઠ ઉતર હોયરે પચાસ, આશાપુરીરે એના કુટુંબ પરીવાર
મારેરે આંગણે કુઇરે ખણાવો, ઘુટણ સમાણું પાણીરે રંનાદેવ.
ઘાટડીયાળાં નાવારે બેઠાં, પીતાંબરની ઘર નારરે રંના.
સોઇ રંગતોઇ રંગ લાલ કસુંબો મથુરામાં મોંઘો વેચાયરે. રંના.
કેળા કાતળીયાં ને આંબા પાતળીયા,ખડબુચાં છોલાયરે; રંના.
મારેરે આંગણે કુઇરે ખણાવો, ઘુંટણ સમાણું પાણીરે. રંના.
ઘાટડીયાળાં નાવારે બેઠાં રામભાઇની નારરે. રંના.
સોઇ રંગ તોઇ રંગ લાલ કસુંબો મથુરામાં મોંઘો વેચાયરે. રંના.
કેળાં કાંતળીયાં ને આંબા પાતળીયાં ખડબુચાં છોલાયરે. રંના.

## ૨૦ કોડે પગરણુ

ઉંચા મંડપ મોગરે રચાવોરે, મેંતો કોડે પગરણુ માંડીઆરે
મંડપ ઉપર જાજમો પથરાવો, મેંતો કોડે પગરણુ માંડીઆંરે
જાજમ ઉપર બાજઠીયા ઢળાવો, મેંતો કોડે પગરણુ માંડીઆં

બાજઠ ઉપર બાજીઓ ઢળાવો, મેંતો કોડે પગરણ માંડીઆરે
બાજી ઉપર પરવળીના પાસા મેંતો કોડે પગરણ માંડીઆરે
રમશે રમશે રાજપીપળીના રાજા, મેંતો કોડે પગરણ માંડીયાંરે
સામા રમશે નાનાભાઈ દેસાઇ, મેંતો કોડે પગરણ માંડીઆંરે
હાર્યા હાર્યા રાજપીપળીના રાજા મેંતો કોડે પગરણ માંડીઆંરે
જીત્યા જીત્યા નાનાભાઈ દેસાઈ; મેંતો કોડે પગરણ માંડીઆંરે
જીત્યા ઉપર નોબતો વગડાવોરે, મેંતો કોડે પગરણ માંડીઆંરે
હાર્યા ઉપર ગપેડા ભુંડાવો, મેંતો કોડે પગરણ માંડીયાંરે

## ૨૧ સુરજ ઉગ્યો.

સુરજ ઉગ્યોરે કેવડીયાની ફુણસે કે વ્હાણેલાં ભલે વાયાંરે,
શુત જાગોરે વસુદેવના નંદ કે વ્હાણેલાં ભલે વાયાંરે;
તમ જાગોરે જાગે સહુ દેવ કે વ્હાણેલાં ભલે વાયાંરે;
લેજો લેજોરે પીતળનો લોટો કે વ્હાણેલાં ભલે વાયાંરે;
દાતણ કરજોરે તુળસીને ક્યારે કે વ્હાણેલાં ભલાં વાયાંરે
સુખ લેજોરે પામરીઓની છેડે કે વ્હાણેલાં ભલાં વાયાંરે
નામ લેજોરે શ્રીરામનાં નામ કે વ્હાણેલાં ભલે વાયાંરે;
સુરજ ઉગ્યોરે કેવડીયાની ફુણસે કે વ્હાણેલાં ભલે વાયાંરે;
સુત જાગોને પારવતી વહુના કંથ કે વ્હાણેલાં ભલે વાયાંરે,
રામ જાગોરે જાગો સહુ સાથ કે વ્હાણેલાં ભલે વાયાંરે,
લેજો લેજોરે દાતણના લોટા કે વ્હાણેલાં ભલે વાયાંરે;

હાલણું કરજોરે આંગણાની માંય કે વ્હાલેલાં ભલે વાયાંરે,
નામ લેજોરે શ્રી રામનું નામ કે વ્હાલેલાં ભલે વાયાંરે.

---

## ૨૨ મારાં આંગણાં.

કોણે મારા આંગણા સમારીયાંરે,
કોણે પુર્યા મોતી કેરા ચોક મારાં આંગણાં રળીયામણાંરે
કોણે મારા સામા તોડા ઘોળીયારે
કોણે લખાયા હંસને મોર, મારા તોડા રળીયામણારે
લક્ષ્મણભાઈએ આંગણાં સમાળીયાંરે,
શાંતા બ્હેને પુર્યા મોતીચોક, મારાં આગણાં રળીયામણાંરે
ભરતભાઈએ સામા તો ઘોળીયારે,
સુરી બ્હેને લખીયા હંસને મોર મારા તોડા રળીઆમણારે

## ૨૩ વરધ વધાવો.

પાયે પાવઠડાને કેશરીયા વાઘા,
કાને સોનાની લેહેર કોઈ વરધ વધાવો,
એટલે કાંતિલાલ સીમાડે આવ્યા,
શીમાડે છત્ર ઢળાવોરે, કોઈ વરધ વધાવો.
એટલે કાંતિલાલ ભાગોળે આવ્યા;
ભાગોળે ભેરીઓ વગડાવોરે કોઈ વરધ વધાવો.
એટલે કાંતિલાલ ચઉટડે આવ્યા,
ચઉટડે ચમર ઢળાવોરે કોઈ વરધ વધાવો.
એટલે કાંતિલાલ બનીવાસે આવ્યા,

કહાવો આથીને હાથેરે કોઇ વરઘ વધાવો.
એટલે કાંતિલાલ ખડકીએ આવ્યા,
ખડકીનાં ખખડાવ્યાં કમાડરે કોઇ વરઘ વધાવો.
એટલે કાંતિલાલ તોરણે આવ્યા,
પુખાણા સાસુને હાથેરે કોઇ વરઘ વધાવો.
એટલે કાંતિલાલ માયરામાં આવ્યા,
મામાજી કન્યા પધરાવોરે કોઇ વરઘ વધાવો.

## ૨૪ ગૃહશાંત

ગૃહશાંતી વેળા ગોરી રીસાઇને બેઠાં, સસરો મનાવે તો મનાઉં
ઓ લાડણી આછા ઘુંઘટ વ્હુને વાલેરા લાગે.
કહો તો વહુઆરૂ તમને તુશીઓ ઘડાઉં તનમનીએ રતન જડાવું,
ઓ લાડણી આછા ઘુંઘટ વહુને વાલેરા લાગે.

## ૨૫ લીલી લીલડી

એક લીલી તે લીલી લીલડી,
એક લીલુડાં જવીત્ર પલાંણુરે જગ લીલડી;
મારા ઘોય ઘોડાને બસેં હાથીઆ,
મારા હાથી દેખીને વેવાઇ બ્હી ગયા;
મારી કેમ કરી રહેશે લાજરે જગ લીલડી.
મારા કીઆ ભાઇએ સાનમાં સમજાવીયા;
મારા શાંતિ એ સાનમાં સમજાવીયા;
તમારી ભલેરી રાખીશું લાજરે જગ લીલડી.

## ૨૬ નગારાં વાગે ધીમે ધીમે

વરને ઉતરીઓ વસાવતાં લાગી વારરે નગારાં વાગે ધીમે ધીમે
વર તે માળીડાની શેરી વચ્ચે સંચર્યોરે.
વરને ખુપ વસાવતાં લાગી વારરે, નગારાં વાગે ધીમે ધીમે
વર તો ગાંધીડાની શેરી વચ્ચે સંચર્યો રે.
વરને શ્રીફળ વસાવતાં લાગી વારરે નગારાં વાગે ધીમે ધીમે
વર તો ડોશીડાની સેરી વચ્ચે સંચર્યોરે;
વરને સરબંધ વસાવતાં લાગી વારરે, નગારાં વાગે ધીમે ધીમે.
વર તો તંબોળીડાની શેરી વચે સંચર્યોરે;
વરને પાન વસાવતાં લાગી વારરે નગારાં વાગે ધીમે ધીમે.

---

## ૨૭ એક સોની

સુરત શેહેરે વસે એક સોનીરે, સોની ઘડજે લાડકડાની પોંચીરે
એની પોચીએ ઝાઝા હીરારે પોંચી લાવે લાડકડાના વીરારે.
બાજુબંધના સરખી પોંચીરે, મુંબાઈ શેહેર વસે એક જડીઓરે
જડીઆ જડજે એક લાડકડાની પોંચીરે, એની પોંચીએ ઝાઝા આંબારે
પોંચી લાવે લાડકડાના મામારે, બાજુબંધના સરખી પોંચીરે
ભરૂચ શેહેર વસે એક પટવોરે, પટવા ગાંઠ લાડકડાની પોંચીરે
એની પોંચીએ ઝાઝી ખાપરે, પોંચી લાવે લાડકડાના બાપરે
બાજુબંધના સરખી પોંચીરે, અમદાવાદ વસે એક ઝવેરીરે
ઝવેરી પારખ લાડકડાની પોંચીરે એની પોંચીએ ઝાઝા મોતીરે

પાંચો લાવે લાકડાની માચીરે બાજુબંધના સરખી શાંગીરે
આંતો નવરંગ માંડવા રચીઆરે ત્યાંતો નટવર ઘોડે ચડીઆરે.
વરકન્યા પરણીને ઉઠયારે.

## ૨૮ કાચની પુતળી.

ઉંચી કરનાળીની તેડ, ત્યાં બેસી કોણ કોણ નાહ્યું રે;
વાસુદેવના સુત શ્રીકૃષ્ણ, ત્યાં બેસી શ્રીકૃષ્ણ નાહ્યારે.
નાહી ધોઇને ઉભા થયા, પહેર્યાં પીતાંબર સારાં રે.
પીતાંબરનાં રે પોતીયાં, સણીયાં ચીરોહક સારાં રે.
રેલો ચાલ્યો રાયની વાડીયે, વાડીયો લહેરડે જાયરે
જતાં આવતાં રાવ રાણે પૂછીયું, આ ભોંય કયારે ખેડાશેરે
રાખીશું બળભદ્ર ભાગીયા, રાખીશું બળદની જોડ રે
બળભદ્રને માથે રે મોળીયાં, બળદને બેવડી રાશરે
ચારે ચારે રે મોતી વાવીયાં, પરવાડે વાવી છે દ્રાક્ષ રે.
સોના કોદાળી રૂપા પાવડા, મોતી ઉસરડીને લેજો રે;
મોતી ઉસરડીને કુંભ ભર્યા, એ કુંભ કયે ઘેર જાશે રે,
રૂક્ષમાણી કાચની પુતળી, કુંભ વધાવીને લેશે રે.

## ૨૯ ઉનાળો.

જીરે ચેતરે ચંપો રે મોરીઓ,
જીરે વૈશાખે વેડયાં છે વન, ઉનાળોરે આવીઓ.
જીરે શ્રીકૃષ્ણ ગામ સીધાવી [redacted]

જીરે રૂક્ષમાણી અન્ન ન ખાય, ઉનાળો રે આવીઓ
જીરે અન્ન પાણીની લીધી આખડી,
એતે દુધ સાકરમાં રાંધે રાબડી,
એતો ઘીમાં ઝબોળીને ખાય, ઉનાળો રે આવીઓ.
જીરે રૂક્ષમાણી છાના કાગળ મોકલે;
વહેલા આવો વીજળીના વીર, ઉનાળો રે આવીઓ.
જીરે તમ આવ્યે તાળાં કુંચી ઉઘડે;
તમ આવ્યે ઘરૂં શણગાર-ઉનાળોરે આવીઓ.

---

## ૩૦ ઓરડા

સામા તે ઓરડા ચીતર્યારે, બારસાખે બેઠાં ગણેશ,વાજિંત્ર વાગીયાંરે
કીયા ભાઇએ ગોરીન મોકલ્યાં રે, જાર ગોરી ગણેશ વધાવા,
વાદિત્ર વાગીયાં રે.
હું ના જાણું એમના ઓરડારે, ના જાણું એમના ગણેશ,વાદિત્ર વા૦
આથમણા એમના ઓરડારે, ઉગમણા બેઠા ગણેશ.વાદિત્રવાગીયાંરે

---

## ૩૧ ગરૂડ ચઢી આવજો.

માતા સરસ્વતિ ગણપતિ ગાઇએ, ગુરૂજીના ચરણમાં રહીએ;
પાદ પૂજીને પાવન થઇએ, ગરૂડ ચઢી આવજો ગીરધારી,
લજ્જા મોરી રાખજો મોરારી.
માતા કુંતાજી છે શુભકારી, સતી સાધવી શું પતિ નારી,
મારી વારે ચડો વનમાળી, ગરૂડ૦ લજ્જા૦

રાજા ધરમ તે ધરમનું ધ્યાન, અર્જુન તે બહુ ગુણવાન;
ભીમસેન બહુ બળવાન, ગરૂડ૦ લજ્જા૦
રતનવંતા તે નીકુળ આવે, જોષ સહદેવ પાસે જોવડાવે;
એ તો પાંડવના સુત કહાવે. ગરૂડ૦ લજ્જા૦
સોગટડાં તે ઢાળ્યાં છે સોળ, લીલા પીળાં ને રાતાંચોળ;
નાંખે પાસા તે છાકમછોળ. ગરૂડ૦ લજ્જા૦
પહેલે પાસે ચતુર ગયા ચુકી, ત્યારે હસ્તિનાપુર નગરી મુકી
નારી લેવા કૌરવ રહ્યા ધુરકી ગરૂડ૦ લજ્જા૦
બીજે હાર્યા તે ગરથ ભંડાર, ત્રીજે હાર્યા તે દ્રૌપદી નાર;
એમ હાર્યા તે વારંવાર. ગરૂડ૦ લજ્જા૦
પાંડવ હારી ગયા નીરધાર, વાત ફેલાઇ વિશ્વ મોઝાર:
ઘનશ્યામ ચડો મારી વાહારે. ગરૂડ૦ લજ્જા૦
એક દુષ્ટ તે દોડતોરે ચાલ્યો, ચાલ્યો ચાલ્યો સતી પાસે આવ્યો
છુટા કેશ ને દુર ગૃહી લાવ્યો. ગરૂડ૦ લજ્જા૦
ત્યાંતો બોલ્યો દુર્યોધન અહંકારી ખોળે બેસો પાંડવનારેનારી
એમ સભામાં બોલ્યો ખોંખારી ગરૂડ૦ લજ્જા૦
ત્યારે સતીયે દીધોરે શાપ, તારાં પૂર્વ જન્મનાં રે પાપ
તા'રે ખોળે છે શોક સંતાપ. ગરૂડ૦ લજ્જા૦
તને ભીમનો ગદા રે વરી, તને કાળે લીધો છે રે ઘેરી.
તેં તો કીધું જાદવ કૂળ વેરી ગરૂડ૦ લજ્જા૦
સતી ત્રાહ ત્રાહ પોકારે, કૃષ્ણ કૃષ્ણ કરી હાંક મારે
વીઠલ વીરા ચડો મારી વારે. ગરૂડ૦ લજ્જા૦

પછી સતી બોલ્યાં રે વચન, તું તો સાંભળને રે રાજન;
તારે આગળ થાશે વિઘન. ગરૂડ૦ લજ્જા૦
ત્યારે દુર્યોધનને ચડી રીસ, કર ગ્રહીને કાઢ્યું રે શીશ;
પછી બોલ્યો ત્યાં વચન વીશ ગરૂડ૦ લજ્જા૦
બળતી સતીનાં તાણ્યાં રે વસ્ત્ર. એક બે ત્રણ રે સહસ્ત્ર.
પણ કૃષ્ણની પુરણ મહેર. ગરૂડ૦ લજ્જા૦
સતી મનમાં ઘણું ઝંખાય, વહેલા આવો તે કૃષ્ણ મોરાર;
મારી વારે ચડો આ વાર. ગરૂડ૦ લજ્જા૦
એક દૂર દ્વારકાં ગામ, ભર નિદ્રામાં સુંદીરશ્યામ;
ત્યાં તો ઝબકી જાગ્યા ઘનશ્યામ. ગરૂડ૦ લજ્જા૦
કૃષ્ણ ભરી સભામાં રે આવ્યા, તે તો પાંડવને મન ભાવ્યા;
પંચાળીનાં પટકુળ લાવ્યા. ગરૂડ૦ લજ્જા૦
વ્હાલે નવસેં નવાણું ચીર પૂર્યાં, એમાં એકે નથીરે અધુરાં
ગેડબંધને નવાં કોરાં. ગરૂડ૦ લજ્જા૦
જે કોઈ પાંડવનાં પદ ગાશે, તેને પ્રભુજી પ્રસન્ન થાશે;
તેનાં પાપો સઘળાં જાશે. ગરૂડ૦ લજ્જા૦
પ્રેમે પ્રભુને પાયે રે નમીએ, સ્તુતિ કૃષ્ણની રે કરીએ.
જેથી દુઃખ દરીદ્રને હરીએ. ગરૂડ૦ લજ્જા૦

---

## ૩૨ જનોઇ રામકૃષ્ણની

પ્રથમ શ્રી ગણપતિજી લાગુ પાય,
હરિની જનોઇ ગાતાં હરખ ન માય;
તો જનોઈ ગાઇએ રામ કૃષ્ણની રે. (ધ્રુવ)

મથુરાંમાં દેવકીએ શ્રી કૃષ્ણ જન્મ્યા,
કંસ ત્રાસે ગોકુળ મેલી આવ્યા. તો જનોઇ.
અગીયાર વર્ષ ગોકુળ ગુપ્ત રહ્યા,
બારમે વર્ષ મથુરાં પ્રગટ થયા. તો જનોઇ.
કંસ કારજ કરી હરિજી પધાર્યો,
વાસુદેવ દેવકીનાં બંધન છોડાવ્યાં તો જનોઇ.
શું કરીએ કુંવર મોટેરા થયા;
વાસુદેવ દેવકીએ કર્યા રે વિચાર, તો જનોઇ.
જનોઇ જોવા જોશીને તેડાવ્યા,
બ્રહ્માના પુત્ર સનકાદિક આવ્યા. તો જનોઇ.
જનોઇ આપ્યાં સાતમ રવિવાર,
જનોઇ આવ્યાં આઠમ સોમવાર. તો જનોઇ૦
સગાં સહોદર સૌ કોઇને તેડાવ્યા,
લાડકા લાડુ સર્વે જી લાવ્યાં. તો જનોઇ૦
ગંગા ને જમુનાનાં નીર મંગાવો,
રામ શ્રીકૃષ્ણને નાવણ નવરાવો. તો જનોઈ.
ગોર તો ગર્ગાચારી તેડાવ્યા,
શ્રીફળ ફોફળ પાન આણ્યા. તો જનોઇ.
ગોર તે ગર્ગાચારી આવ્યા,
ચોરી પાસે ચતુર્ભુજ બોલાવ્યા. તો જનોઇ.
ચાર બટુક જમવાને બેસાડયા,
દુધ ભાત, ઘી ખાંડનાં ભોજન કરાવ્યાં. તો જનોઇ૦

ચાર બટુક સોહીએ બ્રહ્મચારી.
બ્રહ્માએ બ્રહ્મ ગાંઠ જ વાળી. તો જનોઇ.
જનોઇ પહેરી જગતની રીતે,
સગાં સંબંધીની પુરણ પ્રીતે તો જનોઈ.
દંડ સાહી પ્રભુ પાટજ બેઠા,
ભિક્ષા પીરસે દેવકી માતા. તો જનોઈ.
દંડ કમંડ લીધી તરભાણી,
ભિક્ષા પીરસે રોહીણી રાણી. તો જનોઇ.
રોહીણી રાણીએ રામ વધાવ્યા,
ગાયત્રી સાવિત્રીએ સરવે વધાવ્યા તો જનોઇ.
જનોઇ પેહેરે મારા શ્રી જુગદીશ,
જનોઇ જોવા આવ્યાં ઉમીયા ને ઇશ. તો જનોઇ.
સોનાની જનોઇ સામળીઆએ પહેર્યાં,
હીરલે જડીયાં ને મોતીડે પરોવ્યાં. તો જનોઇ.
જનોઇ પહેરો બેન વીજળીના વીરા,
મોર મુગટમાં જડીયા છે હીરા. તો જનોઇ.
મથુરાંના લોક મોસાળે રે આવે;
મામા કહેવડાવી બટુવો દોડાવે. તો જનોઇ.
મામાએ ભાણેજને મનાવ્યા,
સોનેયે રૂપયે પોશ ભરાવી. તો જનોઇ.

---

## ૩૩ જનોઈ.

જનોઈ પહેરાને નંદ ના નડીએ, જનોઈ પહેરાને કુંવર કોડીલા
જનોઈ સાવ સોનાએર ઘડીયું, જનોઇ હીરા માણેકેરે જડીયું.
જનોઇ મુકતાફળે પરોવ્યું જનોઈ માતા જશોદાએ જોયું;
જનોઇ મોસાળમાંથી રે આવે, જનેઇ મામા ને માસી રે લાવે.
કડછી વતે ભિક્ષા પીરસે માડી, "ભિક્ષાન્નદેહી" બોલે બ્રહ્મચારી
બ્રહ્મચારી થયા ભગવાન, દંડ સોહીએ જમણે અંગ.
નાક સાહીને ધરીયું તે ધ્યાન, આસન વાળીને બેઠા ભગવાન.
જનોઇ પહેરી તે સામળે અંગે, જનોઇ પહેરી તે ડાબી રે ખંધે.
સંધ્યા બ્રહ્માજી ત્યાં ભણાવે ઋષિ સહસ્ત્ર અઠ્ઠાશીએ આવે
સંધ્યા ત્રણકાળની રે સાંધી, એક લટ શીખાની રે બાંધી.
સંધ્યા બાંધીને લીધી રે તાળી, હસવા લાગી તે વ્રજની નારી.
આતો કૌતક સરખું રે લાગે, કાન દાણ દધીનાં રે માગે;
જનોઇ જોવા જશોદાજી તેડે, ઉભાં દેવકી આંગણ કેડે,
વાગે પંચ શબ્દ ને ઢોલ, ત્યાં તો મંગળનો બોલ;
વાગે નોબતને રે નિશાન, બડવો દોડયા તે શ્રી ભગવાન.

---

## ૩૪ મોરલો.

મારે ને આંગણે રે આંમલી, તેના સરવેલાં પાન કે;
કદળી વનનો રે મોરલો............
મેડીયેથી શ્રી કૃષ્ણ રે જાગીયા, બાઈ રે રૂક્ષ્માણીના કંથ કે. ક.
એવા બીજા ભાઈને જગાડયા, બન્ને જાગીને શું કર્યું,
માંડયો વિવાહનો ખંત કે. કદળી.

## ૩૫ બ્રહ્મચાર ટોપી.

વીલી ટોપી રે બ્રહ્મચાર ભરત ભરી લાવી બેઠા માંહમા હેઠ;
બ્રહ્મચાર રાઠો લઈ રહ્યા,
ઓઢી પેહેરીને બાળો બ્રહ્મચાર સંચર્યા, પૂછે નગરીના લોક
બ્રહ્મચાર ટોપી ક્યાં ભરી

## ૩૬ સુરતની ગુજરી

સુરત શેહેરની ગુજરી સમી સાંજે ભરાયરે
પાટણ ટોપી અવનવી જુનાગઢનારે મોતી
ટોપી ઉપર સોનાના સાથીયા ઉપર લખીયા છે આકા
પહેરો પહેરો મુનીયાજી પાતળા લાવ્યા તમારા કાકા.
ઓઢી પહેરી મુનીયાજી સંચર્યા કાકી જોવાને જાયરે
કાકીનાં દલરે આનંદ ભર્યા હડે હરખ ન માયરે
ફુલડાંની વાડી લાવ્યાં વનમાળી, બ્રહ્મચારીને ચોહીએ
કાકીનાં મન મોહીએ.
જુઓ જુઓ ટોપી અવનવી તેના ઉત્તમ નાંમ રે.

## ૩૭ બ્રહ્મચાર.

બ્રહ્મચાર કાને કડી હાથે વીંટી હીરે જડી રે;
બ્રહ્મચાર જઈ બેઠા છે દાદાજીને ખોળે ચડી રે.
દાદા જનોઇયો પહેરવાની હમને હોંશ ઘણી રે
બ્રહ્મચાર જઈ બેઠા છે મામાજીને ખોળે ચડી રે.

મામા બહુવો દોઢચાની હમને હોશ ઘણી રે.
બ્રાહ્મચાર જઇ બેઠા છે માતાજીને ખોળે ચડી રે;
માતા ભીક્ષાઓ પીરસ્યાની હાંશ ઘણી રે.

---

## ૩૮ મોહનજીનું મોસાળું

મોહનજીએ મોકલ્યું રે મોસાળું;
જીવણજીએ મોકલ્યું રે મોસાળું.

મારૂં મોસાળું મલપતું આવે, મેઘાડંબરની પેઠે ગાજે. મોહન.
મારૂં મોસાળું આવ્યું રે શેરી, મેં તો ફુલડાં નાંખ્યાંછે વેરી. મો.
મારૂં મોસાળું આવ્યું રે પોળે નાળીએર વધેર્યાછે જોડે.મો.
મારૂં મોસાળું આવ્યું રે ખડકી, દુજણી ભેંસો ભડકી. મો.
મારૂં મોસાળું આવ્યું રે નાકે, મેં તો શ્રીફળ વેહેંચ્યાં છે હાથે. મો.
મારૂં મોસાળું આવ્યું રે બારણે,મેં તો ખારેક આપી છે સાથે.મો.
મારૂં મોસાળું આવ્યું રે ચોકે, મેં તો વધાવી લીધું હાંશે. મો.
મારાં આવ્યાં છે ભાઇ ભોજાઇ, મેં તો હરખે સેવ ઓસાવી. મો.
મેં તો ખોબલે ખાંડ પીરસાવી, મારી નણંદીને રીસાવી. મો.
નણદી આવડો ના કરીએ રે આડો, ભલો અવસર રૂડોરેઆવ્યો.મો.
નણદી આવડો ના કરીએ રે ખટકો, ભલો આવ્યો છે સુખનો સટકો. મોહન.
નણદી આવડું ના કરીએ રે ઝાઝું, મારા વીરા દેખી હું તો ગાજુ.મો.
નણદી આવડો ના કરીએ રે આડો, નહી દેખાડું પોળકે પાડો.મો.
નણદી આવડો ના કરીએરે ટેક. નહી દેખાડું રૂપૈયો એક. મો.

આજે ઘણો હરખ મનમાં લાવો, ભલે આવ્યો ભાભો તારો વીરો
મોહન.
એવી આશીશ દીધીરે નણુંદી, ભલે આવી ભાભી તારી બેની. મો.
ભલો આણંદનો દીન આવ્યો, વહેલાં સગાં વહાલાંને બોલાવો. મો.

૩૯ કૃષ્ણ રમતેલા

કોઇએ કૃષ્ણ રમતેલા દીઠા રે, જઇ ફુલની વાડીમાં પેઠાં રે.
મોગરડા તે મરડીને લીધો રે ચંપલીએ તે ચુંટીને લીધો રે,
એટલે આવ્યાં તે માલણબાઇ રે, નવ ચુંટીશ મારા ભાઇ રે
એમને ગજવે તે ઘાલોને ધાણી , એ છે ગોકુળ ગામનો દાણી રે
એમને ગજવે તે ઘાલોને પૈસા રે, એ તો દેવકી માઇના જનમ્યા રે.
એમને ગજવે તે ઘાલોને ખારેક રે, એ છે મથુરાં ગામના પારેખ રે
એમને વીંટીએ છે હીરા રે એ છે વીરજી બ્હેનના વીરા રે.

---

૪૦ લીલી ટોપી.

લીલી ટોપીને બ્રહ્મચાર વાંકો અંબોડો રે,
સુલતાનની વાડીમાં બ્રહ્મચાર ઉતરીયા રે;
એરે બ્રહ્મચારીનાં દાણ ના લેશો રે,
દાણ ના લેશો દલાલી ના લેશો. રે
રૂઠડા બ્રહ્મચારીને કોણ મનાવે રે,
રૂઠડા બ્રહ્મચારીને ગુરૂજી મનાવે રે;
ગુરૂજી મનાવીને સંધ્યાઓ ભણાવે રે,
રૂઠડા બ્રહ્મચારીને કોણ મનાવે રે.

રૂઠડા બ્રહ્મચારીને બાપા મનાવે રે
બાપા મનાવીને જનોઇયે દેવડાવે રે;
રૂઠડા બ્રહ્મચારીને કોણ મનાવે રે,
રૂઠડા બ્રહ્મચારીને માતા મનાવે રે,
માતા મનાવીને ભીક્ષાયો પીરસાવે રે.
રૂઠડા બ્રહ્મચારીને કોણ મનાવે રે,
રૂઠડા બ્રહ્મચારીને મામા મનાવે રે,
મામા મનાવીને બડુવો દોડાવે રે.
રૂઠડા બ્રહ્મચારીને કોણ મનાવે રે.
રૂઠડા બ્રહ્મચારીને મામી મનાવે રે,
મામી મનાવીને મોસાળું લાવે રે.

---

## ૪૧ મોસાળું આવે મલપતું.

ઘેણુને મહીયરથી મામેરૂં મોકલ્યું,
ઘેણુની ભાભીએ લીધી છે છાબ, મોસાળું આવે મલપતું.
ચરણા ચોળીને ચીર છે ચળકતાં,
બહુ બહુ બીજા ભર્યાં છે છાબ, મોસાળું.
ઘણો શોભે છે ઘુઘરવટ ઘાઘરો,
નાડી રેશમની છે નીદાન, મોસાળું.
ઘરચોળાં અને છે સાડીયો,
એક એકથી ઉત્તમ એક. મોસાળું
બુટાદાર બાણુ વટ વહુ ભરી,
એનું મુલ સોનઇઆ અનેક, મોસાળું.

હીરા મોતીને હેમના હાર છે,
ઝાલ ઝુમણુ ઝાંઝરની જોડ. મોસાળું.
બાજુબંધ પોંચીને બેરખા,
માંહી મુકયા છે મોતીના મોડ. મોસાળું.
ઘેનુની નણદીને લાવ્ય વીરા ચુંદડી,
દીયરને પામરીયોની જોડ. મોસાળું.
ઘેનુના જેઠને ડગલાને દોટીઓ,
જેઠાણીને સાળુની જોડ. મોસાળું.
ઘેનુની સાસુને લાવ્ય વીરા સાંકળાં,
ઘેનુના સસરાને સાલ દુશાલ. મોસાળું.
ઘેનુના કુટુંબને લાવ્ય વીરા કાંચળી,
પાડોશીને પતાશા સાત. મોસાળું.
નાડાછડી કંકુનો પડો ધર્યો,
હાથમાં શ્રીફળ ફોફળ પાન. મોસાળું.
ઘેનુ રથમાં રે બીરાજીયાં,
રંગ રાતા દીસે પગ હાથ. મોસાળું.

---

## ૪૨ રૂક્ષમણી હરણ.

સુખદેવજી કરેરે વિચારરે, તમે સાંભળો પરીક્ષતરાયરે,
રાણી રૂક્ષમણીનું શું થાય, હવે થઇ વ્યાકુળી રે. ૧
સા સખીઓ મળી છે સંગ રે, રૂક્ષમણીએ માંડયો પ્રપંચરે.
વરૂં તો વાસુદેવના નંદ નહિ તો મારી દેહ તજુ રે. ૨

રૂક્ષ્માણીએ તેડાવ્યા વિપ્ર રે, વિપ્ર આવો દ્વારિકાંધિશ રે;
મારૂં કારજ કરવાને સિદ્ધ કે વહેલા પધારજો રે. ૩
સિદ્ધ થઈને તે લાગ્યાં પાય રે, ત્વરિત વિપ્ર થયા વિદાયરે;
વાટે શુકન સારા થાય, હરિભટ્ટ હરખીયા રે. ૪
વિપ્ર પહોંચ્યા દ્વારિકાં ગામ રે, ભર નિદ્રામાં સુંદીરશ્યામ રે.
ઝબકીને જાગ્યા ઘનશ્યામ કે, વિમાસણ ધારીયાં રે. ૫
કુંકમૈયાને થઈ ત્યાં જાણ રે, મુખથી બોલ્યા મીઠી વાણ રે;
રૂક્ષ્માણીને પરણવું પ્રમાણ, કે હું શિશુપાળને રે. ૬
મારાં પુર્વજન્મનાં પાપ રે, મારાં અવળાં બંધને બાપ રે;
મારી માતા કરે વિલાપ કે હવે હું શું કરૂં રે. ૭
રૂક્ષ્માણી ઉંચું ઉંચું ચઢી જુએ રે,શ્રીકૃષ્ણ ન આવ્યા કહી રૂવે રે
એટલે આવ્યાં જનુની માત રે, પુત્રી ક્યાં ગયો સહિયર સાથરે
મને માંડીને કહોની વાત, કેમ રૂઓ રૂક્ષ્માણી રે. ૮
પીઠી પેઠી છે આંખ મોઝાર રે, તેથી વ્યાકુળ થઈ નિરધારરે.
તેથી આંસુ પડે અપાર કે મા મને ખરખરા રે. ૯
મેં તો તોડી સરોવરીયા પાળ રે, મેં તો મોરી આંબલીયા ડાળરે
કોઈને કુડાં ચઢાવ્યાં આળ કે આડે આવીયાં રે. ૧૦
મેં તો પાડી સહિયરમાં ખોડ રે, પાર્વતીને કહું કરજોડ રે;
પૂજા કરતાં પડી મુજને ખોડ કે અંબિકા રૂઠીયાં રે. ૧૧
રૂક્ષ્માણી ઉંચે ચઢી જુએ જાળીરે, તેડાવો વિપ્રની નારી રે.
તેને ગયે થયા દિવસ ચાર, હરિભટ ક્યાં હશે રે ૧૨
એટલામાં દીઠા વિપ્ર દુર રે, આંખે આવ્યાં આંસુનાં પુર રે;

ધાઈને આવ્યાં ઊરા ઉર કે વિપ્રને પુછીયું રે. ૧૩
વિપ્ર હસીને બોલ્યા ત્યાં વાણું ", નવ ગભરાશો મારાં બેન રે
અંબિકા પૂજવા થાઓ તૈયાર કે, કૃષ્ણ પધારીયા રે ૧૪
એક હાર હતો અમુલ્ય રે, માણેક મોતી ને જડાવ તુલ્યરે;
તેનું ત્રિલોકમાં નહિ મુલ્ય કે વિપ્રને આપીઓ રે. ૧૫
રૂકમણી અંબિકા પૂજન જાય રે, સા માનુની મંગળ ગાય રે;
ત્યાં તો રૂકમણીનું હરણ થાગ કે, રૂકમણી પરણીયાં રે. ૧૬
જે કોઇ રૂકમણી હરણ ગાય રે, તે તો પુણ્યપવિત્ર થાય રે;
ત્યાં જયજયકાર બોલાય કે કૃષ્ણ ત્યાં પરણીયા રે. ૧૭

## ૪૩ નૈષધનાથની જાન.

આવી ભીમકજીના પુરમાં રે, નૈષધનાથની જાન;
હરખી વૈદરભી ઉરમાં રે, રાયે " ાપ્યાં છે માન.
સુવર્ણ સુરજ ઉગીયો રે, જોઈ રાજાનું રૂપ;
ત્રિભોવન દુંદુંભી વાગીયાં રે, સાસુ પાંખવા જાય;
રાજ ગુરૂએ વિધિ કરી રે, સાસુ જોડે છે રાય.

## ૪૪ મંગળ ફેરા.

ચોરી રચના કરી ચોકમાં બેઠાં વહુવર સનમુખ રે, મલકાવતાં
સુખ, મંગળ ફેરા ફેરવે.

વધુવર મંદિર બીરાજીયાં,
જમણી બાજુએ જોઇ જમાઇ સાસુ હરખાઇ. મંગળ૦

સદાચરણી વિદ્યાનિધિ વરવહુ,
રૂપે રતિપતિ સમાન, કે રાધિકા કાન મંગળ૦
પ્રથમે ચક્ષુ પસાર મેળવી,
પછી મનનો કરી મેળવાય, થયાં એક આપ. મંગળ૦
ચોરી વચ્ચે વેદિકા વળી,
અગ્નિ પ્રગટ કરે કુળ ગોર, રાખી ઘૃત જોર. મંગળ૦
ડાંગર સહિત રૂપાની થાળમાં,
જળઝારી કંકાવટી જોઈ, રાખી સરવે સોઇ મંગળ૦
સુંદર રસાળ સાત ઢગલી કરી,
મુકે મહોર સાથ સોપારી સુજાણ, ગ્રહોને પ્રમાણ. મંગળ૦
સૂર્યાદિક નવગ્રહનું પૂજન કરી.
વરકન્યા સુખી થાય, ગોરી ગીત ગાય. મંગળ૦
વળી આપે ખોળામાં ખુશી થઈ,
વરવહુને કુમારીકા વીર, સંપુટ રાખી સ્થિર મંગળ૦

## ૪૫ સુંદીર વરરાજા.

મોજડી વિના શું આવ્યાં રે સુંદીર વરરાજા;
મોચીએ શું ભડકાવ્યા રે, સુંદીર વરરાજા,
તમારો ઘોડો શું નાનો લાવ્યા રે સુંદીર વરરાજા.
કન્યાને મન ભાવ્યો રે સુંદીર વરરાજા
નગારાં વિના શું આવ્યા રે સુંદીર વરરાજા
નવા નવા વેષ ભજાવ્યા રે સુંદીર વરરાજા.

## ૪૬ અનિરૂધજીની ઘોડલી.

હવે સ્વર્ગભુવન થકી ઉતરી ઠુમ ઠુમ પુંજીએ ફૂલ;
ચંચળ ચરણે ચાલતી, ઘોડીનું કોઈ ના કરી શકે મૂલ; અ.
મોરડીએ મોતી જડયાં રે; હીરા જડિત્ર લગામ,
થન થન ઘોડી નાચતી રે; ઘોડીના પરવાળીનાં પાય અ.
સ્ફટીકમણીના પાવખારે પ.પળીએ ભગવાન,
તેની શોભા શી કહું રે, ઘોડીનું પંચ કલ્યાણી નામ, અ.
હિંડે દળદળ હાથીયા રે ઉલટ અંગ ના માય;
સુરીજન મુનીજન બ્રાહ્મણો રે, આગળ હિંડે છે છડીદાર, અ.
સનકાદિક ચીરચર કરે રે નારદ મુન મલકાય,
અનિરૂધ ઉપર છત્ર ધરે રે, આગળ વેદ ભણે છે બ્રહ્માય. અ૦
રાજાએ નગ્ર સોહાવીયું રે, કંઇ ભલી સણુગારી વાટ;
તોરણ ફૂટાકા ફડફડે રે આતસબાજી ઉડે અપાર. અની૦ ૫
જોવા મળ્યું સૈ સામટું રે જ્યાં એ અઢારે વરણ;
હરખ થયો સૌ દેખતાં રે મોહ પામ્યા છે નરને નાર. અ.૭
મુગટ મણી ઓપતા રે ઉરે ઓપે છે ખુંપ
કાંને કુંડળ શોભતાંરે અતિ અદભુત દિસે છે રૂપ. અનિ ૮

---

## ૪૭ કુંવર ઘોડે.

કુંવર હેલો લઇને ઘોડે ચડીયા, એમના વેરીને ધ્રાસકા પડીયા;
દહીં દુધનાં ગોરસ ખાટાં, એમના વેરીના હડાં ફાટયાં.
દહીં દુધનાં ગોરસ ભરીયાં, વરના વ્હાલાનાં મનડાં રે ઠરીયાં;

દહીં દુધનાં ગોરસ મીઠાં, વરનાં વ્હાલાં એ અચરત દીઠાં.
કુંવર અ મોડ જ થ ઘેડા, વરના સસરા આપે છે ઘોડા;
કુંવર અંમોડ અ રો ને મ રો, જોવા મળીયા વર જીનો સસરો.
કુંવર અંમોડ ઝા ' રેસેરો, વર ની સાથે ફીરે છે રે વ્હેંડ્રો;
કુંવર અં ડ મ ડી ઝા લી વરને મેળ આ લી છે રે સાળી.
જોડ જોઇને કુ મેર ડોંગો, આ જે એ યો કન્યા મેત જોડ;
જાણી દીલગીર બેઠી જો ', હેત ગી એ લી એને વરી.

---

## ૪૮ વર કેસરીયો.

જાન સજીને જદુપતીર ઉ ર્લીને ઉ ા બાર રે કેસરીયો પરણુવા જાય.

જાનઇયા બહુ શે ભ ા રે ગ જરથ અ શ્વ અપાર રે કેસરીયો ૫૦
કસુમલ કેસરી ા બ-યારે જા ઇયા રંગ ચે ળી રે કેસરીયો ૫૦
રતન મણી મોતીડ ક રે શે ભે છે મ રજનાળ રે કેસરીયો ૫૦
જાન બની જુ ા શ ીરે સરવે જીનુ ધામ રે કેસરાયો ૫૦
રુતી વરવા જાણે ચા યો રે જાન સ જીને કામ રે કેસરાયો ૫૦
પાલખીએ પ્રભુ પધારીયા રે મુનીવરને રાય રે કેસરાયો ૫૦
અમર શોભે છે વેનાતન રેમ ' ન ગ ર ગાય રે કેસ ીયે. ૫૦
છત્ર ચમર સ્યામ રે ઝળકે છે કનક નિશાન રે કેસરીયો ૫૦
છડીદાર બોલે બહુ આગળ રે ચતુરંગ ણી ચાલી જાન રે કેસરાયો ૫૦
વાજાં વાગે બહુ વાતનાં રે નોબત સરણાઇયાને સાર રે કેસરીયો ૫
દેવનાં દુદુંભી ગડગડે રે જોવા મળી સોનાર રે કેસરીયો ૫૦

સામબંધું સાળીએ કર્યું કલવો કાકીજીને હાથ રે કેસરીયો ૫૦
સામબંધું પુરૂ થયું રે પરણવા જાય છે સાથ રે કેસરીયા ૫૦

---

## ૪૯ મોહનજીનું મોસાળું.

હસ્તિનાપુર થકી પત્ર જ આવ્યું વાસુદેવ તો પોતે વંચાવ્યું,
માતા દેવકી કહે તતક્ષણ જાવું જીવણજીને મોકલોને
મોસાળે, સુંદીર વરને મોકલો.–ને મોસાળે.
બળભદ્ર બાંધવ ર જોડ તમે તેડી ચાલો રણછોડ
જેમ પોચે બેનાજીના કોડ જીવણજીને મોકલોને મોસાળે.
સુંદીર વરને.
તેડી ચાલો ઓધવ અક્રૂર સાથે જાદવ સઘળા સુર,
નથી હસ્તિનાપુર કંઈ દૂર જીવણજીને૦
ઉગ્રસેન એ ...પેર બેઠે નહિ ધર્મ તણું કંઈ તાકે
જાવું સગાં સંબંધી ... જોડે, જીવણજીને. સુંદરવરને.
પાંચ પાંડવ દાન ... એવા વહાલા ... 
તમે જીવન જુગના આધાર જીવણજીને૦ સુંદીરવરને૦
શ્રી કૃષ્ણ કહે મારે જાવું જઈ સગાં સંબંધી ...
પાંડવા ઘેર પરણ્યું આવ્યું જીવણજીને–સુંદીર વરને.
હ... ને હાથી રથે પુરુષોત્તમે જોડાવ્યા છે પ્રીતે
હરી લઈ ચાલ્યા નવનીધે જીવણજીને સુંદીર વરને.
લીધ લીધ વસ્ત્ર ... અતિ સાર ચીર ચુડલાં મુક્તાફળહાર
બીજા સારા લીધા શણગાર જીવણજીને. સુંદીર વરને.

સોળ સહસ્ત્ર એકસોને આઠ મળીયા ઠકરાણીના ઠાઠ
સુભદ્રાજી જુવે છે વાટ જીવણજીને—મોહ.
સતભામાને જાંબુવતી રાણી રૂક્ષ્માણીને રે રેવતી
સાથે લક્ષ્મીજીને રતી જીવણજીને૦ સુંદીર વરને.
સાથે સુભદ્રા મળ્યાંરે જોડે છપન કોટી ચડયા છે રે ઘોડે
વાગે ઢોલ દુદુંભાના જોડ જીવણજીને૦ સુંદીરવરને.
રથ ઘોડાને ઝાકઝમાળ સાથે સાજનનો નહી પાર
કોટે ઝમકે છે ઘુઘર માળ જીવણજીને,
અંધાર લીધા છે સો સાથે ત્યાતો ગીત ગાનારીરે ગાય
આવી પહોંચ્યા છે દીનદયાળ જીવણજી આવીયારે મોસાળે
સુંદીરવર.
આવી પહોંચ્યા છે અંતરયામી ત્યાં તો ધરમ રહ્યા શીવનામી
મળ્યા મહેતા નરસૈના સ્વામી જીવણજીને. સુંદીરવરને.
હવે મોસાળુ થયુંરે પુરૂં એમાં એકે નથીરે અધુરૂં
સાંભળો ને સાજન સૌ સઘળુ જીવણજીને૦ સુંદરવરને.

---

## ૫૦ વર મંડપમાં.

વર મંડપમાં પધરાવ્યારે, ત્યાં તો મોટા મુનિવર આવ્યારે,
બ્રહ્મા સાથે સોહીએ બ્રહ્માણીરે. ઇંદ્ર સાથે સોહી ઇંદ્રાણીરે,
રવિ સાથે તે રાંદલ રાણીરે, હિમાચળથી સાથે મેના નારીરે,
વળી હું કરૂં વખાણ કેનાં રે, ખરા ઠાઠ રચ્યા છે એનાં રે,
શીવ બેઠા પલાંઠી વાળી રે, મધુપર્કમા કાંસાની થાળી રે,

લક્ષ્મી શીવને લુણ ઉતારે રે, સત્યભામા સોને વારે રે,
રૂક્ષમણી એવી પેરે ગાય રે, રાધિકા તે વારણે જાયરે
સહુ બોલે શંભુની પખે રે, જગ આવ્યાં મેનાને ચખુ રે,
અતિ આનંદે પરણ્યા શીવ રે, સાથે જાનૈયા જુગતીવ રે,
કન્યાદાન દે છે રાય રે, મળી માનુની મંગળ ગાય રે,
ધન્ય ધન્ય થયો અવતાર રે, ત્યાં તો વાજાં વાગે અપારરે,
શુભ મંગળ મહુરત સાધીરે, લીધો વાંસની ચોરી બાંધીરે,
રૂડાં મંગળ વરત્યાં ચાર રે, વરકન્યા આરોગ્યા કંસાર રે,
શીવને હાથે ગ્રહણ થાય રે, દાન આપે હિમાચળ રાય રે,
રાયે હસ્તી આપ્યા શણગારી રે, ઉપર અંકુશ ને અંબાડીરે,
લાંબી ડોકને સાંઢીયા સાર રે, ગાય ભેંસ નો નહિ પાર રે,
રાયે રથ આપ્યા છે ક્રોડ રે, સાથે ઘોળા ઘોરીની જોડ રે,
શીવને પહેરામણી રૂડી થાય રે, પીળાં પીતાંબર દેવરાય રે
ઘેર વણ્યાં દીસે ઘરચોળાં રે, ઘણાં લાંબાં પનાદાર પહોળાં રે,
સારા જરીયા જામા મન ભાવે રે, મન ગમતા માદરૂ મંગાવેરે
વળી લાવે બીજાં નવ રંગી રે, જાન માંડવે અતિ ઉમંગીરે,
ઘણી જુગતે જમાડી છે જાન રે, આપ્યાં જાનત્રીને પાનરે,
સાથે સોપારી બહુ સારરે, તે તો આપી છે હારો હાર રે,
ગાય અપ્સરા ત્યાં ગાન રે, છુટ્યા બંધનથી બંદીવાન રે,
શીવ પરણી ચાલ્યા કૈલાસ રે, મૃત્યુ લોક મળી દે વિદાયરે,
જે કોઈ શીવજીની સેવા કરશે રે, તેનાં સઘળાં દરિદ્ર જાશેરે
જે કોઇ શીવજીની ભક્તિ કરશે રે તેને શ્રીહરિ પ્રસન્ન થાશેરે.

## ૫૧ નહિ પરણુાવું ઉમીયા.

શીવની ગંગાની તીરે ઝુપડી, જીરે કોઈ દહાડો ગંગાજી ઉલટે,
મારી પશુ' પારવતી મુડી મરે નહિ પરણાવું ઉમીયા શવને
શીવની આંખોમાં અગ્નેન બહુ ધુને, જીરે કોઇ દહાડે શીવજી
કોપતાં, મારી પશુરે પારવતી છાની મરે. નહિ.
શીવની કોટે છે ભોરીંગ કાળા રે; જીરે કોઇ દહાડા ભો-
રીંગ હળહળે.
મારી પશુ' પારવતી બળી મરે....નહિ૦
શીવના ઝોળીમાં ભસ્મના ગોળારે, જીરે કોઇ દહાડો ભસ્મ
બહુ ચઢે,
મારી પશુરે પારવતી છાની મરે....નહિ૦

---

## ૫૨ સોનાની દીવી.

આવામણુ સોનાની દીવીરે, અથમણુ રુપાનુ ચાહું રે,
ત્યાંથી મેલ્યા મળવા હેતરે, થાય મારા સાજને અજવાળાં રે,
બેન' વીનવજો કંઇ બેનરે, તમને માતાજી કેવાં વાલા રે,
જાણે મારા હૈયાનો હારરે, જાણે મારી આંખ્યોનાં તેજરે.
તમને વીરાજી કેવા વ્હાલા રે. જાણે મારી કોટનાં માદળીયાં રે
હરખના આંસુડાં આવ્યા રે, સોનાના ડુંગર દરશાયરે.



## ૫૩ દાદાના ખોળા.

દાદાના ખોળા બ્હેને વિસારી મેલ્યા,

સસરાના ખોળા બેનને વાંકેગ લાગ્યા;
માતાના ખોળા બેને વિસરી મેલ્યા,
સસુના ખોળા બેનને વા'લેરા લાગ્યા.
બેની વિના તો મને કશુંયે ના સૂઝે,
સાસુને દેખી બેને વિસારી મુજને,
ઘણું જીવજોરે બેની જોડું તમારૂં,
દેખીને બેની મનડું ખીલે હમારૂં;
કુટુંબનો દીવો બેને જઇને અજવાળ્યો,
સાસુને દેખી બેનને હરખજ આવ્યો.

---

## ૫૪ સૈયર બેન બેનડી.

આવો સૈયર બેન બેનડી ગાઇએ ગીત રસાળાં.
મંડપમાં મેલો દીવડો થાય ઘણાં અજવાળાં
સોન નો દિવસ ઉગીયો આજે થાય દિવાળી
ગીત ગાઈએ ભાત ભાતનાં સજની થાય દેખી રાજી
આપણે ઉત્તમ કુળનાં સારતે ગીતડાં ગાઇએ
જાતને ભાત તો જાણીએ બોલ બોલે જે વડાયે
ઉત્તમ જાતની ઓરતો ખોટું ગાતાં લજવશે,
મધ્યમ જાતની માનિની ગીત મશ્કરી ગાશે.
મશ્કરી તો મરજાદની આપણી એબ ન ખોલો
સારાં શીખામણ ગાઇને તમ હૃદયને ખોલો.

## ૫૫ ધનુષ્ય ભાગો.

ધનુષ્ય ભાગો રાજવી બળવંતા,
એમ સીતા કહે ગુણવંતા, ધનુષ્ય૦ ૧
જનક ઘેર ફરશુરામ પધાર્યા, ખભે ચાંપ ચઢાવી આવ્યા,
પુજન કરવાને મંદિર પધાર્યા. ધનુષ્ય૦ ૨
એટલે જનકની બાળા ત્યાં આવી, ઘોડો કરીને રમવા લીધાવી
એવું અચરજ દીઠું ત્યાં ભાવી, ધનુષ્ય૦ ૩
ત્યારે ફરશુરામ બોલ્યા વચન, દેવકન્યા જાણું ને રાજન,
તમે રાખજો હેત ભગવંત. ધનુષ્ય. ૪
એટલું કહી ફરશુરામ પધાર્યા, જનકે લગનના પત્ર લખાવ્યા
દેશ દેશના ભુપ તેડાવ્યા. ધનુષ્ય૦ ૫
રામલક્ષ્મણ વિશ્વમિત્ર, ઉતર્યા વાડીમાં કરી યંત્ર,
ફળ ફુલનાં પુર્યા છે યંત્ર. ધનુષ્ય૦ ૬
બીજે દિવસે વાડી જોવાય, પાંચ સખીયો લઇ આવી સીતાય
રામ લક્ષ્મણને દીઠા ત્યાંય. ધનુષ્ય૦ ૭
ઘન શ્યામ મુખડાં રૂપાળી, જોઇ સીતાને આંખો તાળી;
રામ સીતાની ભ્રકુટિમાં ભાળી. ધનુષ્ય૦ ૮
નેત્ર નેત્રના બને તાર, મટમટી નહીરે લગાર.
અન્યોઅન્યને હરખ અપાર. ધનુષ્ય૦ ૯
ત્યારે લક્ષ્મણ કહે સુણો ભ્રાત, જો ગુરૂ જાણશે વાત;
સીતાને લઇ એમના તાત ધનુષ્ય૦ ૧૦
એટલું કહી રામ વાડીમાં જાય, સીતા સ્તુતિ કરે ઉમીયાય,

અન્થાર એ દેજો આય.                    મનુષ્ય૦ ૧૧
પિતા સમજે તો ઘણું સારૂં, નહી તો જીવતર બગડશે મારૂં
શામ ન મળે તો પ્રાણ કાઢું.                    મનુષ્ય૦ ૧૨

---

## ૫૬ જોડકડાં.

પ્રથમ ગણપતિના ગુણ ગાઈએ,
રહેજો રૂડી શાન્દા સાવેને હો;
સરસ્વતિ માતાને રે વીનવીએ,
ગોરા ગણપતિને પાય નમીએ. ૧
કુળદેવી માતાને પાયે લાગુ,
મુખથકી અવિચળ વાણી માગું;
મુખ થકી લઈશું અવિચળ વાણી,
સાય કરજો આરાસુરની રાણી. ૨
નાત રૂડી નાયકવાળની છાજે,
જેને માથે કુળદેવી માત બિરાજે;
ખરેખરી શંકરની તેને જોડ,
તેને બીજી વાતની શી રહે ખોડ. ૩
કન્યા બેનના વિવાહનાં કારજ જાણી,
ગણેશને બેસાડ્યા પાટ મહી;
સામી ભીંતોને ધોળાવો,
ત્યાં રૂડા ગણપતિ કઢાવો. ૪

જ્ઞાતિના ગોરને તેડાવો,
ત્યાં રૂડી પ્રતિષ્ઠા કરાવો;
ગણપતિ બેસાડ્યા સામી ભીંતે,
સાજન સઘળું જોઈને રીઝે. ૫
ગણેશને ભાવે છે ઘી ગોળ,
ગણેશનું વાહન છે ઉંદર;
ગણપતિ લખીયા સીંદુરને સુંદર,
ગણપતિને ગમે તે સુંદર. ૬
માતાજીએ મ્હેર રૂડી કીધી,
બેની તેથી તું એ વરને વરી;
માતાજીના મનમાં બેની તું ભાવી,
જેથી કરી આ ઘરમ તું આવી. ૭
વેગાઈ ચડવશો ન રીસ,
જોડકડાં ગાવાની થઈ છે રીત,
માંડવા હલાવ્યો નવ હાલે,
જોડકડાં ગાયા વિના નવ ચાલે. ૮
જોડકડાં ગાવાં છે રે રીતે,
સાંભળી સાજન સઘળું રીઝે;
જોડકડાંમાં ઝાઝું અમે નવ ગાઈએ,
સચું હોય તે સરવેને કહીએ ૯
જે લોકો સુતેલા તે જાગો,
જોડકડાં ઉપર નજર રાખો;

જોડકડાંમાં કડરો શુ ન નથી કહેવો,
એટલે ભલામ્રના જશ લેવો. ૧૦
મહાદેવના દહેરામા બળે છે દીવો,
કન્યા બાઈનું અખંડ અવાતણ્ રહો;
મહાદેવને ચડે છે બીલ્લી પત્ર,
કન્યા બેનને માથે સોનાનું છત્ર. ૧૧
વરકન્યાની ભલી બની છે જોડ,
પ્રભુ એમના પુરા કરજો કોડ;
જેટલું ચાંદા સુરજનું તેજ,
કન્યા બેનને એ લુંજીયા વરનું હેત. ૧૨
મહાદેવના દહેરાં ઉડે કુવારા,
લોક કહેતા એ વર રંડા કુંવારા;
લોકોને કહેવું હતું તે કહ્યું,
વિધાત્રાનું ધાર્યું હતું તે થયું. ૧૩
કન્યા બેન બાઝું અમે નવ કહીએ,
કથને ઇશ્વર ગણીને રહીએ,
ગણેશને ભાવે છે રે ભાખરી,
કન્યાબેન સાસુની કરજે ચાકરી ૧૪
મહાદેવને ચડે છે રે કુવાજરા,
કન્યાબેનના વાસુદેવ નરખા સસરા;
મહાદેવને ચડે છે ફુલ જાસુ,
કન્યા બેનની દેવકીબાઇ સરખાં સાસુ. ૧૫

મહાદેવને ચડે છે રે ફુલ હાર,
કન્યા બેનના શ્રીકૃષ્ણ સરખા ભરથાર;
મહાદેવને ચડે છે રે હ ડી,
કન્યા બેનને વીજળી બાઇ સરખાં નણદી. ૧૬
નાના છોકરા કહાડે છે રે હડીઓ,
દલપતરામને ના જોઇએ દાળ વડીઓ;
આ બધા જુવાનીયા શું ખાય,
વેવાઈ બાર લાડુ જમી જાય. ૧૭
વેવાઇને સવારમા ભૂખ ન લાગે,
સાંજ પડે પેટમાં ડઘમ વાગે.
નાનાં છોકરાં પારણીયામાં ઉંઘે,
સુરજ તો શેર તમાકુ સુંઘે. ૧૮
વરરાજાના સસરા છે વરમા,
મણીશંકર પહેરે છે આંખે ચશ્મા;
કન્યા બેન મોતીના માળા લેશે,
બાળાવર સાઇકલ ઉપર બેસે. ૧૯

## ૫૭ આણી તેડે ગંગા રે

આણી તેડે ગંગારે, પેલા તેડે જમુનારે,
વચમાં સરસ્વતી નદી વહે છે.
સોનાનું બેડુ રે, રૂપા ઇંઢાણી રે,
સીતાવેલ પાણી સાચર્યાં રે ૧

શગડી ન પહોંચે રે, ઘડુલો ન બુડે રે;
કુવાને કાંઠે ઉભાં રહ્યાં.
સોનાની ગેડી રે, રૂપા દડુલોરે,
રામચંદ્ર રમવાને નીસર્યા. ૨
કોણ રાયની બેટી રે, કોણ તારૂં નામ રે;
કેઇ રે નગરીની ગરાસણી
જનકની બેટી રે, સીતાવેલ નામ રે;
હજીએ છું બાલ કુંવારડી. ૩
કોણ રાયના બેટે રે, કેણ તારૂં નામ રે,
કેઇ રે નગરીનો ગરાશીએ;
દશરથનો બેટો રે, રામચંદ્ર નામ રે,
અયોધ્યા નગરીનો ગરાશીયો ૪
પાનનાં બીડાં રે સાત સોપારી રે;
લગન નિરધારી વેહેલા આવજો.

## ૫૮ ઘોડી આવી

દક્ષિણ દેશથી ઘોડી રે આવી,
આવી રહી મંડપ હેઠ, વછેરીને લાલ ઘડાવો. ૧
ફીયા ભાઇ ઘોડીનાં મુલ કરાવે,
કેશવલાલભાઇ ઘોડીના મુલ કરાવે વછેડીને ઝાલો ઘડાવો. ૨
ફીયા ભાઇ ઘોડાને ઓરડે બંધાવે,
શાંતીલાલભાઇ ઘોડાને ઓરડે બંધાવે. વછે૦ ૩

ફીયા ભાઇ ઘોડીને ઘુઘરા ઘડાવે.
ઇશ્વરલાલભાઇ ઘોડીને ઘુઘરા ઘડાવે. વછે૦ ૪
ફીયા ભાઇ ઘોડીના આયક નાયક;
રામકૃષ્ણભાઇ ઘોડીના આયક નાયક. વ૦ ૫
ફીયા ભાઇ ઘોડ એ બેસવા લાયક. વછેરીને ઝાલ ઘડાવો. ૬

## ૫૯ નિશાળે જઇને કુંવર

નિશાળે જઇને કુંવર શું ભણી આવ્યા, શું ભણી આવ્યા ને શો ભેદ લાવ્યા;
શી રીતે શિક્ષકે સમજાવ્યા હે. રાજવી નિશાળે૦ ૧
કહો કુંવરજી તમને દાદાજી પૂછે, શાસ્ત્ર શીખ્યા તેમાં તત્ત્વ તે શું છે;
લાયક લેખે શું લખ્યું છે, હે. રાજવી. નિશાળે૦ ૨
કહો રે કુવરજી તમને માતાજી કહે છે,
શીખ્યા તેમાં કહો સાર શો રહે છે,
સમજે નહિ તો પોથા થોથાં હો રાજવી, નિશાળે૦ ૩
ભાવથી તમે રોજ ભણવાને જાતા,
જીવ અમારા જોઇ જોઇ હરખાતા,
નરખતાં તૃપ્ત ન થાતાં, હો રાજવી નિશાળે૦ ૪

---

## ૬૦ આજનો દિવસ

મારે આજનો દિવસ અતિ ઉજળો,
હું તો ગણેશ વધાવાને જઇશ,
મારે સોના સમો રે સુરજ ઉગીયો. ૧

મોટે હરખે મેં પગરણ માંડીયું,
હું તો લાખેણા લ્હાવા લઈશ. મારે૦
આજ સુખના રત્નાગર રેલાયા,
આજે લક્ષ્મીના દિસે લીલા લ્હેર. મારે૦ ૩
આજે દશે દિશાઓ દિસે ઉજળી,
આજ શોભી રહ્યું છે સારૂં શહેર મારે૦ ૪
હું તો તરીયા તોરણ બંધાવું ટોડલે,
મોંઘા મોતીડે પૂરાવું ચોક. મારે૦ ૫
હું તો વાજાં વગડવું હેતે હરખનાં,
લીલા જોવા મળે લાખો લોક. મારે૦ ૬
કહાવું વ્હાલાં સગાંને વધામણી,
કરૂં આનંદ ઉત્સવ આજ. મારે૦ ૭

---

## ૬૧ સપ્તપદીનું ગીત.

સજની સપ્ત પદીના સાર સાંભળો,
જેમાં વરકન્યા આપે લે વચન રે;
સુહાગણ સજની સપ્તપદીનો સાર સાંભળો. ૧
કર પકડી કન્યાનો ફરતા ફેરા,
પહેલે પગલે વરરાજા કહે છે આમ રે,
સુહાગણ સજની, સપ્તપદીના સાર સાંભળો. ૨
કરવા ધર્માર્થ કામ મોક્ષ સાધવા,
મારી સાથે જોડાઓ જુવતી આજ રે,

સુહાગણુ સજની સસપદીના સાર સાંભળો. ૩
વચન અનુસરતી કન્યા વળતી ઉચરે,
ભર્તા ભેગાયતન આ તમન ભેટ રે.
સુંદરવર સાક્ષી, સૂર્ય અગ્નિને ને સાજન આ બધું. ૪
છાયા છાયાની પેર હું આપની,
પગલે તમતણે પગલાં ભરીશ .
સુંદરવર સાક્ષી સૂર્ય અગ્નિ સાજન આ બધું. ૫
મને મન ને તને તન તમ મળે,
પ્રાણ પ્રાણ જોડાઉં પ્રાણાધાર રે,
સુંદરવર સાક્ષી, સૂર્ય અગ્નિ ન સાજન આ બધું. ૬

## ૬૨ મંગલાષ્ટક.

શ્રીમત્ વીઘ્નહરો ગજાનન ઘના, ગૌરીસુતઃ સર્વગ;
શ્રી *લંબોદર વિઘ્નરાજ સહિતા વિદ્યાનિધિ પૂરિતઃ
સિંદુરાક્ષત મોદકૈઃસુકુસુમૈ દૈવૈઃ સદા વંદિતઃ
સો દેવો ગણનાયકો પ્રભુવરઃ કુર્વન્તુ નો મંગલમ્. ૧
લક્ષ્મી કૌસ્તુભ પારિજાતક સુરા ધન્વન્તરી શ્ચંદ્રમા,
ગાવઃ કામદુઘા સુરેશ્વર ગજો રંભા ચ દેવાગના.
અશ્વઃ સપ્તમુખે સુધા હરિ ધનુઃ શંખો વિષં ચામ્બુધે,
રત્નાનિ ચ ચતુર્દશ પ્રાતઃદિનં કુર્યાત્ સદા મંગલમ્ ૨
ગંગા સિન્ધુ સરસ્વતિ ચ યમુના ગોદાવરી નર્મદા,
કાવેરી સરયૂ મહેન્દ્ર તનયા ચર્મણ્વતી વેદકા;

---

* લંબોદર=મોટા પેટવાળા ગણપતિ.

ક્ષિપ્રા વેત્રવતી મહાસુર નિધિ ખ્યાતા ગયા ગહ્વરી;
ચૂર્ણા પૂર્ણ જલા સમુદ્ર સહિતા +કુર્વન્તુ÷નો મંગલમ્. ૩
બ્રહ્મા વેદપતિઃ શિવઃ પશુપતિ સૂર્યો ગ્રહાણાં પતિઃ
શક્રો દેવપતિર્યમા પિતૃ પાતશ્ચ દ્ર શ્ચ તારાપતિઃ ;
વિષ્ણુ યજ્ઞપતિ હવિ હુતપતિઃ સ્કંદ શ્ચ સેનાપતિ.
સર્વે તે પતયઃ સુપર્ણ સહિતા કુર્વન્તુ નો મંગલમ્. ૪
બ્રહ્મજ્ઞાન રસાયનં સુરધરં વેદં તથા જ્યોતિષઃ
વ્યાકર્ણં ચ ધનુર્ધરં જલતરં મંત્ર શ્ચ કુષ્ટો પરં;
કોકેર્વો હતં વાજીનં નૂતનટ સંગ્રોધિની ચાતુરી.
વિદ્યા નામ ચતુર્દશ પ્રતિદિનં કુર્વન્તુ નો મગલમ્. ૫
સિદ્ધાર્થા [1]દધીપાત્ર મક્ષત યુતં કુંભે પ્રપૂર્ણા જલે
વીણા શંખ [3]રવૌ વરાહ મિથુનં [2]ગોરોચનં શ્ચ ફુલં;
વિપ્રા -દ [4]વિદુઃ સમયે પ્રભાત ગો કાંચન વીડુર્યાં,
દૂર્વા ગંધ સુત હુતા પ્રતિદિનં કુર્વંતુ નો મંગલમ. ૬
શ્રીમત્ પંકજ વિષ્ટરો હરિહરો વાયુર્મહેન્દ્રોનલ
શ્ચંદ્રો ભાસ્વર વિત્તપાલ વરૂણઃ પ્રેતાધિપાદિગ્રહાઃ
પ્રદ્યુમ્નો નલ કૂવરઃ સુરગજ શ્ચિંતામણિ કૌસ્તુભઃ
સ્વામિ શક્તિધર શ્ચલાં ગલધરઃ કુર્વન્તુ નો મંગલમ્. ૭
ગૌરીશ્રો કુલદેવતા શ્ચ સુભગા ભૂમિશ્ચ પૂર્ણા શુભા,
સાવિત્રી ચ સરસ્વતિ ચ સુરભી સત્યવ્રતા રૂંધતી,

---

+ કુર્વન્તુ=કરો ÷ નો=અમારૂં મંગલ=કલ્યાણ. ૧ દધી=દૂધ. ૨ ગોરોચન=ગાયનું છાણ. ૩ રવૌ=અવાજથી. ૪ વિદુઃ=વેદ જાણનાર.

સ્વાહા ચાંબુવત્તિ સુખાણુ ભગિની દુઃસ્વપ્ન વિધ્વંસિની,
વેલા [5]ચાંબુનિધે સુમીન મકરા કુર્વન્તુ નો મંગલમ્. ૮

## ૬૩ મંગલાષ્ટક.

જેના લક્ષ્ય અલક્ષ્ય રૂપ મહિં છે, શાંતિ નિવાસી રહી;
જેના દિવ્ય પ્રભાવમાં અખિલ આ, સૃષ્ટિ પ્રકાશી રહી.
જે જ્ઞાતા પરમાત્મથી પ્રગટીયા, બ્રહ્માંડ શાં ઉજ્જ્વલ!
તે વિશ્વેશ કૃપાલ આ વર વધુને દ્યો સદા મંગલ! ૧
જેણે વ્યોમ સુહાવિયું સદા, અર્પી શશિ તારક;
જ્યોતિ અદ્ભુત સૂર્યમંડલ દીધું, જે વિશ્વ ઉદ્ધારક,
જેની પ્રીતિ ઝરન્તી ગાન મધુરૂં, અદ્વૈતનું નિર્મળ,
આપો તે સુપવિત્ર જીવન પ્રભુ! આ યુગ્મને મંગલ! ૨
નીતિ જ્ઞાન ઉરે સુતન્વી, સુશીલા બાલા રૂડાં ધારતી,
શોભે ભૂષણ ભક્તિ પ્રેમ ગુણનાં આનંદ પુષ્પો અતિ.
દીપાવી ગૃહધર્મ સેવન મીઠું સૌન્દર્ય ને દેવલ;
સૌભાગ્યે પ્રિય પ્રેમ પાન કરજો, થાઓ સહુ મંગલ. ૩
શીળા દેવી પ્રકાશમાં સુલલિતા, બાલા ઉષા મ્હાલતી,
સ્નેહાળા પતિ સૂર્યના હૃદયમાં ઉલ્લાસ સંચારતી,
એવાં રમ્ય અવર્ણ્ય પ્રેમલ હરે, હિન્દોલતાં મંજુલ,
એકાકાર જિવિત દંપતી તણાં નિત્યે બનો મંગળ! ૪
લાવો સ્મિત ભર્યાં સુખો પણ કંઇ કો ગાઢ દુઃખાવલિ,

---

૫ અંબુનિધિ=સમુદ્ર.

સંકષ્ટો ઉર ઘોર છાય ગગને, ઘેરી ઘુમે વાદળી,
પ્રેરી અમૃત વાયુ શાન્તિ મધુરો, શ્રદ્ધાતણું દ્યો બલ;
પ્રાર્થે આ પ્રભુ! યુગ્મનાં પ્રયજનો—સર્વે કરો મંગલ! ૫

સદ્ધર્મે સુનીતિ પથે વિહરતાં આર્યો કરે ઉજળાં,
સંપત્તિ સબળાં રહી સુયશને કલ્યાણ બાંધે ઘણાં,
વાટિકા જગની મહીં યુગલ આં પ્રેમાલને વિમલ;
પામો સૌખ્ય કુસુમની પરિમલો, રેલન્તી સુમંગલ! ૬

વદેહી શુભ લગ્ન નન્દન જુએ, દેવાંગના દેવતો,
દીપે અંબર સૌમ્ય-હર્ષ કિરણે; સંગાન નાદો થતા,
પ્રીતિ ભક્તિ ભરી પ્રભુ જીવનની પેલી અમોલી પળ,
ઝીલીને સુખ-સત્ય-પુણ્ય ઝરણાં, સિંચો બધે મંગલ!

પામો સિદ્ધિ અપાર બુદ્ધિ સર્વ [illegible] મન,
પામો સ્નેહ સુગંધ શીતલ અમી, મીઠું રૂડું જીવન;
યાચી એ જગદીશ નમ્ર હૃદયે, કીર્તિ વધો ભૂતલ
ને રહેજો નવ દંપતી ઉર પ્રીતિમાલા સદા મંગલ! ૮



# સપ્તપદી.

## પગલું ૧ લું.

સુખ દુઃખાનિ સર્વાણિ ત્વયા સહ વિભજ્યતે;
યત્ર ત્વં તદહું તત્ર પ્રથમે સા બ્રવીદિદમ્

અર્થ—હે નાથ! આજથી જ હુ આપનો સુખ દુઃખની ભાગીદાર થઈ છું. હવે આપ જ મારા જીવનના આધાર છો, તેથી આપ જ્યાં નિવાસ કરશો ત્યાંજ હું રહીશ.

## પગલું બીજું.

કુટુંબ રક્ષયિષ્યામિ અ.વૃદ્ધ બાલકાદિકમ્
અસ્તિ નાસ્તિ ચ સંતુષ્ટ દ્વિતીયે સા બ્રવીદિદમ્

અર્થ—હે જીવન પ્રાણ! આજથી હંમેશાં હું વડિલોની અને કુટુંબની સેવા કરીશ. તેમજ સુખ દુઃખમાં સંતોષી રહી સમાયાકુળ નરમાશ રાખીશ.

## પગલું ત્રીજું.

ભર્તૃભક્તિ રતાનિત્યં સદૈવ પ્રિયભાષિણી
ભવિષ્યામિ પદેચૈવ તૃતીયે સા બ્રવીદિદમ્

અર્થ—હે સ્વામી! અમારો સ્ત્રીઓનો આધાર માત્ર પતિજ છે એમ માનીને હું તમારી ઇશ્વરતુલ્ય ભક્તિ કરીશ તમારૂં નિત્ય પૂજન કરીને મધુર વચનોથી તમને શાંતિ સદા આપીશ.

## પગલું ચોથું.

આર્તે આર્તા ભવિષ્યામિ સુખદુઃખ વિભાગિની,
તવાજ્ઞા પાલયિષ્યામિ કન્યા તૂર્યં પદે બ્રવીત.

—હે પ્રિય ! આજથી હું આપની અર્ધાંગના થએલી આપના સુખ દુઃખની ભાગીયણ થઇશ અને આપના . , પર્યન્ત પાળવાનો નિશ્ચય કરીશ.

## પગલું પાંચમું.

ૠતુકાલે શુચિ સ્નાતા ક્રીડિષ્યામિ ત્વયાસહ,
નાહં પરતરં યાચા કન્યા પંચપદે પ્રવીત્

અર્થ—હે સ્વામી ! ૠતુના સમયમાં પવિત્ર થઇને આપ-સાથે નિર્મળ સુખનો અનુભવ લઇશ. મારામાં પ્રાણ હશે ત્યાં સુધી પતિવ્રતા ધર્મ પાળીશ.

## પગલું છઠું.

ઇહાથ સાક્ષિણો વિષ્ણુ ન ચત્ત્વા વજીતાસ્મ્યહમ્
ઉભયો પ્રીતિરત્યન્ના કન્યા ષષ્ટે પદે પ્રવીત.

અર્થ—હે પ્રાણ ! પરમાત્માને સાક્ષી રાખીને પ્રતિજ્ઞા લઉં છું કે હું તમારી વિશ્વાસુ સહધર્મચારિણી અને સુખ દુઃખની વિભાગી બની છું. હવે કદાપી તુટે નહિ તેવી પ્રેમ જ્યોતિ પ્રગટાવીશું.

## સાતમું પગલું.

હોમ યજ્ઞાદિ કાર્યેષુ ભવામિ ચ સહાયિની
ધર્માર્થે કામ કાર્યેષુ કન્યા સપ્તપદે પ્રવિત.

અર્થ—હે હૃદય નાથ ! આજથી હોમ, યજ્ઞાદિ કામોમાં ધર્મ, અર્થ, કામ અને મોક્ષ મેળવવામાં હું તમને અનુકૂળ થઇને સહાય આપ્યા કરીશ.

## ૬૫ લંકા ગઢ જીત્યાં.

અમે આજ લંકા ગઢ જીત્યાં રે. જેજેકાર થયો,
અમે દેશમાં ડંકો દીધો રે, જેજેકાર થયો,
આજ ઇચ્છા પુરી થઇ અમારી રે જેજેકાર થયો,
આજની ઘડી સો થકી સારી રે જેજેકાર થયો. ૧
અમને કાનકાજીની મળી બેટી રે જેજેકાર થયો,
એ તો છે જવાહીરની પેટી રે જેજેકાર થયો,
સર્વે મનના મનોરથ ફળીયા રે જેજેકાર થયો,
આજ ઇશ્વર અઢળક ઢળીયા રે જેજેકાર થયો. ૨
લોક કહેતા છે વર નાનું બાળ રે જેજેકાર થયો,
તેણે કામ કીધું છે કામ વિશાળ રે જેજેકાર થયો,
સગા કનકા રાણા જેવા મળીયા રે જેજેકાર થયો,
રાણો પોતાને વચન પળીયા રે જેજેકાર થયો. ૩

## ૬૬ વેવાઇ આપો.

વેવાઇ આપો પુરણ પ્રીતે રે, અમે લઇશું રૂડી રીતે રે;
વેવાઇ પેરામણીની છે રીત રે, તમે આપજો પુરણ પ્રીતે રે.
વેવાઇ પીતાંબરની છે રીત રે, થાલ બેટા આપ્યાની નવાઇ રે;
વેવાઇ વીંટી આપો તે લો રીત રે, કંઠી પેરાવો તો વડાઇ રે.
અમે સારો સંબંધ શોધ્યો રે, તેમાં કાંઇ ન પડશો વાંધો રે;
તમે આપશો તે અમે લઇશું રે, અમે રાજી થઇ ઘેર જઇશું રે.
અમે ઝાઝું નવ ગાઇશું રે; સાચું હશે તે સરવે કહીશું રે;
વેવાઇએ પહેરામણીમાં સારૂ કીધું રે, તમે આપ્યું તેટલું લીધું રે
આપ્યું કોઇનું નથી રેવું રે, રાખજો મનમાં તમે હેતુ રે;
અમે એટલું તમને કહીએ રે, એટલેથી હવે બંધ રહીએ રે.

## આ પુસ્તક મળવાનાં સ્થળઃ—

૧ શા. રા. દુર્ગાશંકર જ્યેષ્ટારામ ભટ, રાયપુર પખાલીની
પોળ, અમદાવાદ.

૨ શા. રા. ગૌરીશંકર મોતીરામ ભટ, અમૃતલાલની પોળ,
ખાડીયા અમદાવાદ.

૩ શ્રી ભાગ્યોદય, ઓફીસ, ખાડીયા, અમદાવાદ.

૪ શા. રા. રામકૃષ્ણ બાલમુકુંદ ભટ, વાદીયા, (રેવાકાંઠા)
ચાણોદ થઈને.

૫ નારણલાલ ભીખાભાઈ ભટ, રણછોડજીના મંદિર સામે,
સહેરા ભાગોળ, ગોધરા.